# विषय-दर्शन



# નવી મદદ

૩૫૦) પૂ આ. શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રીતપગચ્છ અમર જૈનશાળા. ખંભાત

૨૦૦) શ્રી જૈન વિદ્યાશાળા, ડોસીવાડાની પોળ, (બે વર્ષની વાર્ષિક મદદના) અમદાવાદ

૧૦૧) પૂ. આ. શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શેઠ ગણપતરામ દેવચંદ વખારિયા (પૂ. આ.ના જ ઉપદેશથી માસિકના ૨૯ ગ્રાહકો) સુરત

૧૦૧) શેઠ વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ, મુંબઈ

૫૧) પૂ. પં. શ્રીશિવાનંદવિજયજી મ. ના ઉપદેશથી શેઠ રતનચંદ ગુલાબચંદ જૈન ઉપાશ્રય, નાગજી ભૂધરની પોળ, અમદાવાદ

૫૧) શેઠ રાજમલજી માનમલજી સમદડિયા, મંચર

૩૩) પૂ. મુ. શ્રીગૌતમસાગરજી મ. ના ઉપદેશથી મહેમદપુર-શ્રી જૈન સંઘ. મહુમદપુર

૩૩) શેઠ અમૃતલાલ લલ્લુભાઈ આંબલીપોળ, (ત્રણ વર્ષની મદદના) અમદાવાદ

૨૫) પૂ. પં. શ્રીસંપતવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન શ્વેતાંબર શ્રી સંઘ હીંઘનઘાટ

૨૫) પૂ પં. શ્રીકીર્તિમુનિજી મ. ના ઉપદેશથી શ્રીસંભવનાથ જૈન દેરાસર-શ્રી જૈન સંઘ. અમરેલી

૨૫) પૂ. ઉપા૦ શ્રીદેવેન્દ્રસાગરજી મ. ના ઉપદેશથી શ્રી શાહપુર જૈન સંઘ, મંગળ પારેખનો ખાંચો, અમદાવાદ

૨૫) પૂ. મુ. શ્રીકુંદકુંદવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન જ્ઞાન મંદિર, ધીણોજ

૨૫) પૂ. આ. શ્રીવિજયકુમુદસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, ગવાડા

૨૫) પૂ. પં. શ્રીતિલકવિજયજી મ. ના ઉપદેશથી શેઠ કલ્યાણજી સોભાગચંદજી, પીંડવાડા

૨૫) પૂ. મુ શ્રીજયંતવિજયજી મ. ના ઉપદેશથી શ્રી જૈન સંઘ, ભરૂચ

૨૫) પૂ. ઉપા. શ્રીધર્મવિજયજી મ.ના ઉપદેશથી શ્રી કચ્છ-માંડવી મૂર્તિપૂજક જૈન સંઘ. માંડવી

૨૫) પૂ. મુ. શ્રીભાનુવિજયજી મ.ના ઉપદેશથી શ્રી જૈન તપગચ્છ સંઘ. મોરબી



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १८ | વિક્રમ સં. ૨૦૦૮ : વીર નિ. સં. ૨૪૭૮ : ઈ. સ. ૧૯૫૨ | क्रमांक |
| अंक : १ | આસો વદ ૧૨ : બુધવાર : ૧૫ ઑક્ટોબર | २०४ |





## અઢારમા વર્ષે

જાણે ગઈ કાલની જ વાત હોય, છતાં 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક પોતાના જન્મકાળથી આજ સુધીનાં ૧૭ વર્ષોના ગાળામાં કેટલાયે સંયોગોમાંથી પસાર થતું આજે અઢારમા વર્ષમાં પ્રવેશે છે ત્યારે એક પ્રકારનો આનંદ અને હર્ષ અનુભવે છે. ગત સત્તર વર્ષનો ઇતિહાસ તપાસીએ તો કહી શકાય એમ છે કે, આ માસિકના જન્મ સમયે—આવી ભીષણ મોંઘવારી નહોતી ત્યારે—એ બધી રીતે પગભર બની શકે એવી તૈયારી સાથે એણે પોતાના જીવનની શરૂઆત કરી હતી, પરંતુ સમય પલટાયો અને મોંઘવારીના ઘર્ષણમાં એ અટવાયું, સૂંઝાયું, ઘસાયું છતાં શ્રી. જૈન સંઘ જે કંઈ મદદ કરતો રહ્યો તે દ્વારા એ જેમ તેમ પણ આજે ખડે પગે રહી શક્યું છે ત્યારે એ પોતાના વિષમ સંયોગોની કઠોર કડાનીની મીઠાશ આજે અનુભવી રહ્યું છે.

અઢાર વર્ષના એક યુવકમાં જેમ નવી આશાઓની ચેતનાનો સંચાર થાય એ રીતે એ કેટલાયે પવિત્ર પુરુષો, વૃદ્ધો, સાહિત્યકારો, આર્થિક મદદગારો અને મિત્રોના આશીર્વાદો તેમજ સહાનુભૂતિઓની નૂતન આશાઓ સાથે પોતાના જન્મદિનનો આનંદ અનુભવે એમાં નવાઈ નથી. આવા આનંદ—અવસરે, પળવાર અમારી સૂંઝવણોને કોરાણે રાખીને પણ, જેઓ આ પત્ર ઉપર મમતા રાખી રહ્યા છે એ સૌનો ઉપકાર માનવાનું અમે ભૂલતા નથી ખાસ કરીને પૂજ્ય આચાર્યાદિ મુનિવરોએ તે તે સ્થળના શ્રીસંઘોને ઉપદેશ આપતા ગયે વર્ષે જેમણે અમારી સમિતિને આર્થિક મદદ કરી છે અને જે સાહિત્યિકોએ લેખો દ્વારા આ માસિકને સમૃદ્ધ બનાવવા સાથ આપ્યો છે તેમનો અમે આ પ્રસંગે આભાર

માનીએ છીએ અને આ માસિકના વિકાસમાં એ જ રીતે ફાળો આપતા રહે એવી વિનંતિ કરીએ છીએ.

સત્તર વર્ષના અનુભવ પછી અમે એટલું જરૂર કહી શકીએ કે જે લેખકોએ અમને નિ:શુલ્ક મદદ કરી છે તેઓ આ પત્ર માટે એવી જ મમતા રાખી રહ્યા છે એટલું જ નહિ, આ માસિકને નક્કર અને નૂતન સામગ્રી દ્વારા તેની પ્રગતિમાં સાથ આપવાની તૈયારી પણ દાખવી રહ્યા છે. પરંતુ અમારી પ્રગતિ આર્થિક મૂંઝવણોને આડે અટકી રહી છે અને એ જ કારણે અમારે મદદ માટે વારંવાર ટેલ નાખવી પડે છે.

અમારી ટેલને સાથી પત્ર સાપ્તાહિક 'જૈન'ના સંપાદક મહાશયે અગ્રલેખ દ્વારા સહાનુભૂતિ પ્રગટ કરી છે તે બદલ અમે અહીં તેમનો આભાર માનવાનું ચૂકતા નથી.

બીજા શ્રીયુત મોહનલાલ ભાઈ ચોકસીએ પણ આ પત્રમાં જુદા લેખ દ્વારા સહાનુભૂતિ પ્રદર્શિત કરી છે તે તરફ વાચકો ધ્યાન દોરે એટલી વિનંતિ કરવા ઉપરાંત આ પ્રસંગે અમારે વધુ કંઈ જ કહેવાનું નથી. —સંપાદક



[ અનુસંધાન પૃષ્ઠ : ૨૪ થી ચાલુ ]

આમ જ્યારે હાંસી અનિષ્ટ છે તો પછી વીતરાગતા પ્રાપ્ત કરવા માટે તો એને–એના ભાઈ હાસ્યને દેશવટો દેવો જ પડે ને? આ હાંસી તે જ 'ઉપહાસ' એને 'હાસ્ય' સાથે સબંધ રાખે છે. 'હસવાનું ખસવુ થાય' એ જાણીતી વાત છે. આ હિસાબે હાસ્યરૂપ નોકષાય પણ શત્રુ જ ગણાય

શોક શેનો કરવો અને શા માટે કરવો એનો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરનાર એનો પક્ષપાતી ન જ બની શકે–શોકાતુર થવાનું પસંદ ન કરે

કોઇ પણ વસ્તુ વસ્તુસ્વરૂપે સર્વાંશે લાભદાયી કે હાનિકારક નથી એતો એનો જેવો ઉપયોગ કરાય તેવું ફળ આવે. તો પછી આ મને પ્રિય છે અને આ અપ્રિય છે એવી સાંકડી અને અનુચિત મનોદશા–આસક્તિ મુમુક્ષુને સેવવી પાલવે ખરી? આ રીતે વિચારતાં વીતરાગતા માટે શોકને પણ શોક મગ્ન જ બનાવવો એ ઈષ્ટ છે અને એ આવશ્યક પણ છે.

વસ્તુ એકાંતે જ્યારે ખરાબ કે સારી નથી એ વસ્તુ-સ્વભાવથી પરિચિત જનને જુગુપ્સા અર્થાત્ ઘૃણા શાની?

નવ નોકષાયોમાં તરતમતાની દૃષ્ટિએ જે ક્રમ છે તે વૈજ્ઞાનિક અને યથાર્થ જણાય છે.

નોકષાયોને દબાવવા કે એનો ક્ષય કરવા માટે એક જ રીત છે. સૌથી પ્રથમ તો અનુદીર્ણ બે વેદોમાંથી જે વધારે અધમ હોય તેને પહેલાં અને પછી બીજાને અને ત્યારબાદ સમકાળે હાસ્યાદિ છને અને અંતે જે વેદનો ઉદય હોય તેનો સામનો કરાય છે. [ચાલુ]

# પ્રભાવના અંગેનું સુલભ સાધન

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**પ**વિત્ર એવા શ્રી. કલ્પસૂત્રમાં સાંભળ્યું છે કે 'ભસ્મ રાશિ ગ્રહ'ની અસરમાંથી જૈન-શાસન મુક્ત થતાં એની પ્રભા પુનઃ વિસ્તરશે. વર્તમાનમાં જુદા જુદા જૈન–જૈનેતર વિદ્વાનો જે રીતે જૈનધર્મનું સ્વરૂપ યથાર્થ રીતે પ્રકાશમાં આણવા પ્રયાસો કરી રહ્યા છે એ ઉપરથી તેમજ ભારતના અને એની બહારના પાશ્ચાત્ય અભ્યાસકોમાં એ જાણવાની જે જિજ્ઞાસા પ્રવર્તી રહી છે તે જોતાં વિના સંકોચે કહી શકાય કે આપણે જૈનો દેશકાળના એંધાણ ઓળખીએ તો જૈનધર્મનો વિસ્તાર અવશ્ય વૃદ્ધિ પામે ભગવંત શ્રી. મહાવીરદેવની ભાવના 'સવી જીવ કરું શાસનરસી' એ બર આવવામાં વિલંબ ન થાય.

જૈન સાહિત્યમાં જે દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગના વિભાગ છે, એમાં પ્રરૂપાયેલા ધર્મ–અધર્મ–આકાશ–કાળ, જીવ અને પુદ્‌ગલરૂપ ષટ્ દ્રવ્યો સંબંધે અથવા તો જીવ આદિ નવ તત્ત્વો વા સાત નયો આદિની સમજમાં યુક્તિપુરસ્સર આધુનિક વિજ્ઞાનને ધ્યાનમાં રાખીને શોધખોળદ્વારા જે માહિતી પ્રાપ્ત થઈ છે એના અંકોડા સાંધીને શક્ય હોય એટલા વિશાળ પ્રમાણમાં સામગ્રી પીરસવામાં આવે તો ઉપર વર્ણવેલી અભિરુચિને સંતોષી શકાય. કેવળ સંસ્કૃત કે પ્રાકૃત ગિરામાં રચાયેલ સાહિત્યથી સર્વ કોઈની તૃષા છીપાય પણ નહીં. અલબત્ત, અત્યારની પ્રચલિત ઢબે, વિસ્તૃત પ્રસ્તાવનાયુક્ત ટીકા–ટીપ્પનવાળા ગ્રંથો સુપ્રમાણમાં અને સસ્તી કિંમતમાં છૂટથી પ્રચારની નજરે તૈયાર કરવામાં આવે તો ધાર્યો હેતુ બર આવે. એ સારુ સંગીન ફંડ અને અભ્યાસી વિદ્વાનોનો મોટા પ્રમાણમાં સહકાર જોઈએ. વળી, એ માટે જૈન સમાજ પાસે એક વ્યવસ્થિત અને સર્વમાન્ય ખાતુ સતત કામ કરનારું જોઈએ. જૈન સમાજમાં આજે જે સ્થિતિ પ્રવર્તે છે અને જે જાતનું માનસ દૃષ્ટિગોચર થાય છે તે જોતાં ભગવત શ્રીવર્ધમાનસ્વામીનાં અમૂના તત્ત્વોનું પાન વિશ્વભરના માનવો કરી શકે એ પ્રકારની ઉપર વર્ણવી વ્યવસ્થા આજે તો શક્ય નથી લાગતી પણ નજીકના દશકામાં અમલી બને તેવાં ચિહ્નો પણ જણાતાં નથી. જ્ઞાની પ્રભુના વચન મુજબ કોઈ યુગપ્રધાન પાકે અને વાતાવરણ બદલાઈ જાય તો એ જુદી વાત છે.

જ્યાં આ સ્થિતિ છે ત્યાં નિરાશ બની લમણે હાથ દેવા કરતાં હાથમાંનાં સાધનનો ઉપયોગ શક્તિ મુજબ સતેજ બનાવવો એ 'નહિ મામા કરતાં કહેવાના મામા સારા' એ વૃદ્ધોક્તિ પ્રમાણે ઇષ્ટ લેખાય. એ નજરે વિચાર કરીએ તો રાજનગર–મુનિસંમેલને નિયુક્ત કરેલી સમિતિદ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક આજે વર્ષોથી જે કાર્ય કરી રહેલ છે તેના પર આપણી આંખ ઠરે છે સમિતિમાં ભિન્ન ભિન્ન વિચારશ્રેણીના મુનિમહારાજો હોવા છતાં અને જૈન સમાજમાં જુદા જુદા નિમિત્તે ઊભા થયેલ વા–વંટોળ સામે છતાં, એમાં જરા પણ અટવાયા કે ખેંચાયા વિના તટસ્થવૃત્તિથી માસિકે જે આછું–પાતળું કામ કરી દેખાડયું છે એ સૌ કોઈના આશીર્વાદને પાત્ર તો છે જ પણ જૈનધર્મનો સાચો સંદેશ યથાર્થરૂપમાં ફેલાવવાની પોતાની શક્તિનાં નિતરાં દર્શન કરાવે છે સંચાલકો તરફથી નાંખવામાં આવેલી ટેલને જૈન સમાજ પૂરા ઉમંગથી વધાવી લઈ આર્થિક બાજુ સુંદર બનાવી દે તો, સંચાલકોએ સેવેલાં સ્વપ્નાં ફળવામાં શંકા ધરવાપણું ન રહે

માસિક નિયમિત અને વધુ પાનાવાળું થાય તો દિ' ઉગ્યે જૈનધર્મ માટે-લોકોત્તર

દૃષ્ટિના એના ક્રિયાકાંડો માટે-જે વિસંવાદી સૂરો પ્રગટ થાય છે અથવા તો પૂરી સમજના અભાવે જે આક્ષેપો કરાય છે એના યોગ્ય રીતે-મંડનાત્મક પદ્ધતિથી જવાબ આપી શકાય. પુરાતત્ત્વ સંશોધકખાતા તરફથી જે નવી નવી શોધખોળો બહાર આવે છે, કેટલીક પ્રાચીન જગ્યાઓના ખોદકામમાંથી જે પુરાતન વસ્તુઓ જડી આવે છે અને એ ઉપરાંત આપણા વિદ્વાન મુનિ-મહારાજાઓ પોતાના વિહાર-સ્થળોમાં આવતાં સ્થાનોમાંથી મૂર્તિ અને સાહિત્ય સંબંધી ઐતિહાસિક દૃષ્ટિએ અતિશય મહત્ત્વની સામગ્રી સંગ્રહિત કરે છે એ સર્વને આ માસિકમાં સમાવી લઈ, જનતા સમક્ષ રજુ કરવાનું અનુકૂળ થઈ પડે. મુનિસંમેલન દ્વારા સ્થાપિત આ સાધન જૈનધર્મ અંગે જે જે લખાણુ બહાર મૂકે એ સત્તાવાર અને માર્ગ-દર્શનરૂપ નિવડે-એની નકલો સેંકડોમાં નહીં પણુ હજારોમાં પ્રગટ કરવાની જરૂર પડે એવું આપણે એને લેખો-તેમજ માહિતીઓથી સભર બનાવીએ અને એ પાછળ જુદાજુદા વિષયના વિદ્વાનોની કલમનું પીઠબળ કેળવીએ તો એ વાત સહજમાં થઈ શકે. આજના વિષમ કાળમાં ભગવંતે અવલંબન લેવા માટે બે વસ્તુઓ પર ખાસ ભાર મૂક્યો છે. એક મૂર્તિ અને બાજી વસ્તુ તે આગમ. આ બંને ચીજોનો વારસો આપણી પાસે વિપુલ સંખ્યામાં-વિવિધ પ્રકારી અને જગત જેનાથી મંત્રમુગ્ધ બની જાય એવા પ્રમાણુમાં છે. ભારતવર્ષના—ચારે ખૂણામા એ વિખરાયેલો પડ્યો છે. એ સર્વને વર્તમાનકાલીન સાધનોદ્વારા યથાર્થ સ્વરૂપમાં વિશાલ જનસમૂહની આંખો સામે ધરવામાં આવે તો એથી લાભ થાય એ દીવા જેવી સ્પષ્ટ વાત છે. શ્રદ્ધાસંપન્ન આત્માઓ માટે જરૂર એ પૂજનીક અને ભક્તિ કરવાલાયક ખજાનો છે. પણુ જેમને એ જાતની દૃષ્ટિ લાગી નથી અને જેઓ કલા-પ્રાચીનતા કે એમાં સમાયેલ જ્ઞાનવિશેષતાને આગળ રાખી વિચાર કરનારા છે તેઓ પણુ એ સર્વનું યથાર્થ સ્વરૂપ જાણુવા પામે અને એનાં ખરાં મૂલ્યાંકન કરવા માંડે એમાં મીન-મેખ જેવું નથી જ. ગોરખપુરમાંથી પ્રગટ થતા હિંદી માસિક 'કલ્યાણે' વેદાંત દર્શનનો પ્રચાર કેટલા વિસ્તૃત પ્રદેશમાં કર્યો; ચિત્રોદ્વારા ભૂતકાલના પાત્રોને વર્તમાન પ્રજામાં રમતાં કર્યાં એ તો એના અંકો અને પ્રસંગે પ્રસંગે પ્રગટ કરેલા ખાસ અંકો જોઈએ ત્યારે સમજાય જૈનદર્શન તો જ્ઞાનભક્તિ અને જ્ઞાનના બહુમાન માટે ખાસ પર્વદિનની યોજના કરે છે. જ્ઞાનના લોકોત્તરપણા માટે ખુદ ભગવંતનાં ટંકશાળી વચનો મોજુદ છે. જ્ઞાન ખાતે દરેક સંઘો પાસે આવક પણુ થાય છે જ. આથી જ મથાળે આલખેલ લખાણુ મુજબ એક વ્યવસ્થિત ખાતા દ્વારા જૈનધર્મને યથાર્થરૂપે સમજાવે એવા ગ્રંથો અને તે પણ જુદી જુદી ભાષામાં પ્રગટ થવા જોઈએ એનો પ્રચાર અંગ્રેજી બાઈબલ માફક સસ્તો બનવો જોઈએ. એ સોણુલુ હાલ તો પહેલી રાતનું જ રહેવા સર્જાયું છે એમ માની આ માસિકને વધારે સમૃદ્ધ બનાવવા આગ્રહ કરું છું. એ દ્વારા પણુ ઉપર જણાવ્યુ તેમ આપણે જૈનધર્મની ખરી પ્રભાવના કરી શકીએ છીએ. ભલે હાલ એ એકલી ગૂજરાતી ભાષામા સંદેશ આપતુ રહે. એમાં પીરસાની સામગ્રી વજનદાર અને વિદ્વાનોના હાથે તૈયાર થયેલી હશે અને એની પાછળ ઇતિહાસનુ બળ હશે તો એના ઉતારા અન્ય પત્રો પણુ જરૂર કરશે એ રીતે જૈનધર્મનો સાચો સંદેશ માત્ર ભારતમાં જ નહી પણુ એની બહાર પણુ પહોંચશે. જૈન સમાજ સમયની આ હાકલ સાંભળી એની આર્થિક મુંજવણુ કાયમને માટે ટાળશે અને એ દિશાની ચિંતામાંથી મુક્ત બનાવશે તો આશા છે કે થોડા સમયમાં એને પ્રગતિના પંથે આગળ વધતું અને જૈનધર્મનો વિજયધ્વજ દૂર દૂર લહેરાવતું જોવાનું સદ્ભાગ્ય આપણુને પ્રાપ્ત થશે.

જે કુંજરને મારી શક્યો, પણ નાની એવી કીડીને જિવાડી ન શક્યો

# સિંહપુરુષ

લેખક : શ્રીયુત જયભિખ્ખુ

**વસંતના** નવાગમનના દિવસો હતા. વનરાજિએ નવવધૂના સ્વાંગ સજ્યા હતા. એવે ટાણે સુપ્રસિદ્ધ ધારા નગરીના નિકટવર્તી વનવગડામાં એક રાજવંશી જુવાન ફરતો હતો. માથાં પર છૂટાં ઝૂલ્ફાં હવા સાથે ગેલ કરતાં હતાં. કમર પર રેશમી ઉત્તરીય હતું. કેડ પર કીમતી અધોવસ્ત્ર હતું અધોવસ્ત્રને સોનાની કટિ-મેખલાથી સખત કર્યું હતું! પીઠ પાછળ ધનુષ્ય હતું. સંગેમરમરની કંડારેલી શિલા જેવી પહોળી એની પીઠ હતી. ચંદનવૃક્ષની ડાળ જેવી લાંબી એની ભુજાઓ હતી.

સામે ઊંચા ટેકરા હતા. પાછળ વંકા ડુંગરા હતા. ચારે બાજુ પર્વતમાળ હતી પગ પાસે નાની એવી સુવર્ણરેણુ નદી વહેતી હતી. પડખે ઊંડી વનવાટ હતી વનવાટમાં વનરાજિ સભર હતી. વનરાજિમાં રંગરંગનાં પંખી રમતાં હતાં. ડુંગરાના ઢોળાવ પર સફેદ ચમરી ગાયો ચરતી હતી. દુર્વાનાં મેદાનો પર હરણાં ગેલ કરતાં હતાં. ડાળીએ ડાળીએ પોપટ કિલ્લોલ કરતા હતા, ને ઝાડીમાં મોર કળા કરતા હતા. ખુદ વનદેવી જાણે વનેવનમાં થનગની રહી હતી.

નદીકિનારે ધારાનગરીનાં મદઝરતા માતંગ નહાવા આવ્યા હતા ઉત્તર દિશાના ઘાટ પર રાજમહેલની રાણીઓ વાસંતિક સ્નાન કરવા આવી હતી એમનાં ઓઢણાનાં અત્તરોએ પાણીને સુગંધી કરી મૂક્યું હતું, ને અંબોડાનાં ખરેલાં પુષ્પોએ કમળ-સરોવરની શોભા ખડી કરી હતી. વસંતનો વાયુ વહેતો હતો.

જુવાને ચારે તરફ જોયું એનો તામ્ર-સુવર્ણ દેહ સૂર્યના તાપમાં અતિ તામ્રવર્ણો બની ગયો.

એણે બે હાથની અંજલિ જોડી. અરે! ખરે બપોરે તે સ્નાન સંધ્યા હોય!

પણ ના, બે હાથની અંજલિને એણે ગાઢ રીતે સંકુચિત કરી. આંગળાની પરસ્પર ગૂંથણ કરી. પાણીપાત્ર મુનિઓ હથેળીઓને જેવી સખત રીતે ભીડે એમ ભીડી, પણ આ મુનિજન નહોતો. રાજવંશી તેજ એના મુખ પર હતું. બ્રહ્મચર્યની આભા કપાળ પર હતી! મહાભારતી કર્ણ જેવી એની કાન્તિ હતી. એણે હાથની અંજલિને મોં પર મૂકી.

જરા ઓષ્ઠ લાંબા કર્યા હવાને અંદર ફૂંકી એક તીણી સિસોટી જેવો અવાજ નીકળ્યો.

નિર્દ્વંદ્વ ફરતાં હરણાં ચમક્યાં. મોર ટુહૂક કરતા ઊડીને ડાળ પર બેઠા. ચરતી ધેનૂઓએ કાન ઊંચા કર્યા.

એ ભૂમિ પર ઝંઝાવાતનો આછો રણકાર થઈ રહ્યો.

અવાજ વધ્યો. યુવાનનું ગળું ફૂલીને મશક જેવું થઈ ગયું. એની છાતીનો ઘેરાવો બમણો થઈ ગયો. માંસલ સ્નાયુઓ હીરની દોરી જેમ તણાઈ ગયા. આ કોઈ નાદબ્રહ્મનો ઉપાસક લાગ્યો. નાદના નિનાદ એવા લાગ્યા કે જાણે મેરુશિખર પાછળથી કોઈ પ્રચંડ વાવાઝોડું નિર્બંધ બનીને આવી રહ્યું છે! નાસો, રક્ષણ શોધો! આશ્રય લ્યો, નહિ તો ન જાણે ક્યાંના ક્યાં ફેંકાઈ જઈશું!

અવાજ વિશેષ તીવ્ર બન્યો: હવે એમ લાગવા માંડ્યું કે પ્રલયનો પવન પાતાળ ફોડીને બહાર નીકળવા ધમસાણ મચાવી રહ્યો છે. પૃથ્વીનાં પડ ફાટુ ફાટુ થઈ રહ્યાં!

અવાજ વિશેષ વધ્યો. જુવાનના મોં સામે મીટ મંડાય તેમ નહોતી. અગ્નિકુંડ જેવું એ ઝગારા મારતું હતું. મેઘગર્જનાના જેવો અવાજ વધી રહ્યો. એમ ભાસ્યું કે પૃથ્વીકંપ પહેલાંની પળોના ભયંકર ગડેડાટ જાગી રહ્યા છે!

અવાજ સવિશેષ વધ્યો! હવે એ જાણે ઘૂંટાતો હતો. ઝેરી સાપ ગુંચળાં વાળે એમ ગુંચળાં વળતો હતો. પહાડનાં શિખર કડેડાટ કરતાં પડતાં હોય, આકાશનો આશરો છોડી વીજળી પૃથ્વી તરફ ધસતી હોય, મેઘગર્જના બંધવિહીન બની તૂટી પડતી હોય એવો ભાસ થયો. બારે મેઘ સામટા પૃથ્વી પર જાણે તૂટી પડવા તોળાઈ રહ્યા.

પૃથ્વી પર ઊભા રહેવું સલામત નહોતું. આકાશમાં આશ્રય લેવામાં જોખમ હતું. હવા તો ભયંકર જ હતી.

સ્નાન કરતા હાથીઓએ સૂંઢ મોંમાં નાખી દીધી. વનના એ રાજવીઓ થોડી વાર એમ ને એમ સ્તબ્ધ ઊભા. પછી પાછલા પગે હઠવા લાગ્યા જાણે કોઈ વિકરાળ કાળ તેમની સામે આવીને ઊભો હોય! થોડા પાછા ખસીને, એ મોં ફેરવીને નાઠા! ન જોઈ વાટ, ન જોયો માર્ગ, ન જોઈ કેડી! કોઈ પર્વત સાથે અથડાઈને નીચે તૂટી પડ્યા, કોઈ કંદરામાં ગબડી પડ્યા. ન ગબડ્યા એ ઊભી પૂંછડીએ નાઠા!

જ્યાં પડ્યા ત્યાં અર્ધમૃત અવસ્થામાં પડ્યા. એ અવસ્થામાં પણ આંખો મીંચીને ને સૂંઢ મોંમાં ઘાલીને પડ્યા! જાણે કોઈ કાળ આવીને એમની સામે ખડો હતો.

ઢોળાવ પર ચરતી ધેનૂઓ પહાડ પરથી શિલા ગબડે એમ ગબડતી નીચે આવી. કેટલીયના પ્રાણ છૂટી ગયા.

અવાજ—વધ્યો, પ્રલયના કંપ એમાં ગડેડાટ કરતા લાગ્યા.

મૃગલાં પહેલાં પૃથ્વીના આધારથી ડરીને આકાશમાં આશ્રય શોધવા કૂદ્યાં, પણ ત્યાંયથી ડરીને નીચે પડયાં. ઢળ્યાં તે ઢળ્યાં.

કોતરોમાંથી કેસરીસિંહ બહાર ધસી આવ્યો. પહેલાં તો તેણે પણ સામે ગર્જારવ કર્યો. પૂંછડાનો ઝંડો ઊંચો કરી, પંજાના આઘાતથી પૃથ્વીનાં પડનાં પડ ઊખેડી સામનો કર્યો, પણ આખરે એય નિર્બળ બની જમીન પર ઢળી પડચો!

કાળદેવતાનાં જાણે કાળડમરુ વાગ્યાં! સંહારનો દેવ પૃથ્વી, આકાશ ને પાતાળનો કબજો લઈ રહ્યો.

આમ્રવૃક્ષો પરથી પાકેલાં આમ્ર ખરી પડે એમ રંગબેરંગી પંખીઓથી છવાયેલી વનસ્થળી રંગોળીની રૂપશોભા ધરી બેઠી હતી!

દૂર, દૂર સ્નાન કરી રહેલી રાજરમણીઓ પણ ભયથી વ્યાકુળ બની ગઈ. કોઈ ચક્રવર્તી રાજાનું સૈન્ય નદીનાં પાણીમાંથી હોંકારા કરતું એમને ઘેરી વળતું કલ્પ્યું! ભયથી છળીને એ નાઠી. કોઈ અડધે જઈને ભૂમિ પર, ઝંઝાવાતમાં કેળ ફસડાઈ પડે તેમ ફસડાઈ પડી. કોઈ બેભાન બની ઢળી પડી, કેટલીક ગર્ભિણીઓના ગર્ભ ગળી ગયા!

નાદશક્તિનો વિસ્તાર વધતો ગયો. પેલા જુવાનના ગાલ તાંબાની મશક જેવા બની ગયા હતા.

ડુંગરા ડોલ્યા. આભના પડદા ચિરાયા. હવામાં ભયંકર મોજાં લહેરવા લાગ્યાં. રાની પશુ ભૂત જેમ રડવા માંડયાં. પ્રેતસેના આકાશી યુદ્ધ ખેલવા માંડી. ધબકતા પ્રાણને ઠારી દે, વહેતા લોહીને થિજાવી દે—એવો એ ભયંકર રવ!

સ્વરો ગૂંજી રહ્યા! આખી ચેતન દુનિયા જાણે નિશ્ચેતન બનતી ચાલી!

હવા થંભી! જળ થંભ્યું! પૃથ્વી ડોલી! દિશાઓ કંપી! પ્રલયના પોકારોથી પૃથ્વી કંપી રહી.

આખરે જુવાને સ્વરો બંધ કર્યા. બદ્ધાંજલિ મુક્ત કરી. વદન પર આવેલો પ્રસ્વેદ લૂછયો!

ઉત્સાહથી ચમકતાં નેત્રો વડે એણે ચારે તરફની સૃષ્ટિનું વિહંગાવલોકન કર્યું!

વિજયી યોદ્ધાના મુખ પર વિલસી રહે એવું એક હાસ્ય એના વદન પર વિલસી રહ્યું! સાધના પછીની સિદ્ધિની અમુલખ પળની જ્યોત એની આંખોમાં ઝગી રહી!

'આજથી કાલક અપ્રતિસ્પર્ધેય! કાલક સિંહનાદી!'

'રાજકુમાર!' પ્રલયથી નિશ્ચેતન બનેલી પૃથ્વી પર જાણે ચેતનનો પોકાર પડચો. બેભાન યોદ્ધો જાગે એમ આખું વાતાવરણ હજી ભાનમાં આવી રહ્યું હતું, ને આવો સ્વસ્થ સ્વર કોનો?

'ધારાનગરીના રાજકુમાર!' ફરીથી મીઠો સ્વર આવ્યો. તપતા આકાશમાં જાણે મેઘમાળા આવી પહોંચી!

એ સ્વરવાહક પહાડની કંદરા આડેથી બહાર ચાલ્યો આવતો હતો. એ હતો એક સાધુ! રિક્તપાણિ! દુબળો–પાતળો સોટા જેવો! રાજકુમારના એક હાથની થપાટ એને પૂરો કરવા બસ હતી! એ સાધુ–જ્યારે આખી પૃથ્વી કંપ અનુભવે ત્યારે આટલી સ્વસ્થતાથી આવે? પોતાની નાદ–શક્તિ પાસે કેસરીસિંહ ત્રાડ પોકારે, પહાડ જેવા હાથીઓ માટીના ઢગલા જેમ ઢળી પડે, તો આનુ શું ગજુ!

'કેમ છો રાજકુમાર! શક્તિ નાણી જોઈ?' મુનિએ કહ્યું એના અવાજમાં ન કંપ હતો, ન બીક હતી, ન ત્રાસ હતો.

'મારી શક્તિનાં મારે સોંએ વખાણ શાં! આપે તો નજરે બધું જોયું! આપ કહી શકો છો? કહો, કેવું કામ!'

'અદ્‌ભુત! રાજકુમાર! આ સિંહનાદી વિદ્યા પાછળ કેટલાં વર્ષ ગાળ્યાં?'

'બાર વર્ષ! મહારાજ! વજ્રકછોટો ધારણ કરનારને જ આ વિદ્યા વરે. બાર વર્ષથી સ્રીનું મોં પણ જોયું નથી! બહેન સરસ્વતી બિચારી વલખાં મારે છે! ટંકે બે હજાર ગાયોનું દૂધ પીધું!'

'હવે તમારાં બાર વર્ષ સંસારનાં કેટલાં વર્ષ લેશે?'

'એમ કેમ?' સાધુની વ્યંગવાણી રાજકુમારથી ન સમજાઈ.

'તમારી શક્તિસાધના સંહાર કાજે જ છે ને! શત્રુના સૈન્યનો સહેલાઈથી પ્રાણ લઈ શકો, એ જ તમારો ઉદ્દેશ ને?'

'એક રાજકુમારનો એથી વિશેષ સારો ઉદ્દેશ કયો હોઈ શકે! રાજાનો ધર્મ રક્ષણનો! આ રીતે શત્રુઓ સંહારી મારી પ્રજાનું રક્ષણ કરીશ.'

'શ્રમણ ભગવાન પણ રાજકુમાર હતા ને! આઠ વર્ષની ઉંમરે ભયંકર અઘોરીને એક મુઠ્ઠીએ ભોંભેગો કરનારના બળને યાદ કરો, રાજકુમાર! અને છતાં તેમણે શું કહ્યું? શરીરના બળથી શું રાચવું? એથી અનેકગણું બળ આત્મામાં છે! એ સિદ્ધ કરવું ઘટે. શક્તિ સંહાર માટે પણ વપરાય, સર્જન માટે પણ!'

'સંહાર અને સર્જન!'

'હાથીને મારી શકવાનું સામર્થ્ય ભલે હોય, એક કીડીને જિવાડી શકવાનું સામર્થ્ય તમારામાં છે?'

રાજકુમાર કંઈ જવાબ ન આપી શક્યો. પ્રશ્ન સાવ સાદો હતો. છતાં એનો ઉત્તર સહેલ નહોતો.

'તમારી શક્તિથી જગતમાં શાન્તિ સ્થપાશે? સાધુની શક્તિ ને રાજાની શક્તિમાં રહેલો ફેર જાણો છો?'

'જાણું છું. રાજાની શક્તિ યુદ્ધની પરંપરા જગાડશે. સાધુની શક્તિ શાંતિને જન્માવશે.' રાજકુમારના ઉત્તરમાં હૃદયપરિવર્તનનો આછો નાદ હતો.

'રાજન ! સંહારના માર્ગથી પાછા વળો, તમને જોયા, ને શિષ્ય બનાવવાનો મને લોભ જાગ્યો છે કમ્મે શૂરા, સો ધમ્મે શૂરા ! આ કંઠની અમોઘવાણીથી શ્રુતને દીપાવો ગંધહસ્તી જેવી કાયાથી ભગવાન મહાવીરના અહિંસાધર્મનો પ્રચાર કરો ! અહિંસાના પાલન માટે હિંસાથી પણ મહાન શક્તિની જરૂર છે. બાર વર્ષના વજ્રકછોટાની ત્યાં કસોટી છે. તમારામાં મેં એ જોઈ છે. તમે ધારો તો વીરની અહિંસાને દીપાવી શકશો દિવ્ય આ શક્તિથી દિવ્ય સર્જન કરો, રાજકુમાર !' રાજકુમાર સાંભળી રહ્યો :

'રાજન્ ! રાજપદ કરતાં મુનિપદ શ્રેષ્ઠ છે એનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કરી આપો. ધર્મ તમને પામીને સાર્થક થશે. ધર્મને પામીને તમે કૃતાર્થ થશો.' મુનિ ખીલ્યા હતા.

'શક્તિ કદી ચાલતે ચીલે ચાલવામાં માનતી નથી ! એનું નિયંત્રણ બળવાન મુનિઓને પણ દુષ્કર છે પણ એક શક્તિવાન પુરુષ મુનિ બને તો ધર્મશાસનને સો વર્ષનો વેગ મળે છે. તેજમૂર્તિ છો ! તપોમૂર્તિ છો, હવે ધર્મમૂર્તિ બનો ! બધું સાર્થક થઈ જશે !' મુનિરાજના શબ્દોમાં તીરની વેધકતા હતી. 'શક્તિની ઘેલછા સંહાર ને સર્વનાશ લાવે છે. એ શક્તિનો વિનિમય કરી નાખો !'

'ગુરુદેવ ! તમારે ચરણે છું ; મેં મારી શક્તિમાં છુપાયેલી અશક્તિ જોઈ લીધી. હાથીને મારી શકવાની વિદ્યા મેળવી, પણ પગ નીચે ચગદાયેલી કીડીને જિવાડવાની મારી અશક્તિ પણ નીરખી લીધી ! હું મુનિ બનીશ ! મારી શક્તિ પુષ્કરાવર્ત મેઘ બનીને સર્જન ને શાંતિના ક્ષેત્રોમાં વરસશે '

'ભાઈ!' દૂરથી પોકાર પડ્યો એક તરુણી શ્વાસભેર દોડી આવતી હતી.

'સરસ્વતી ! આવ બેન ! ખરા વખતે તું આવી !' કુમારે પોકાર કર્યો.

'ચાલ ભાઈ ચાલ ! ધારાના રાજકુંવરને વરવા રાજકુંવરીઓની અતૂટ ધારા વહી રહી છે ! એકને જોઈશ–એકને ભૂલીશ.'

'બહેન ! તું યોગ્ય વર પસંદ કરીને વરી લે ! ચાલ ! તારો સ્વયંવર રચીને જાઉં !'

'અને તું ?'

'હું તો મુનિ બનીશ. અહિંસાનો ઉપાસક બનીશ '

'શું કહે છે ? ને આ તારી બાર વર્ષની સાધના ?'

'અહિંસાના પાલનમાં વાપરીશ'

'તું ચોરને ક્ષમા કરીશ ?'

'હા બેન !'

'અને વ્યભિચારીઓને માફ કરીશ? પરસ્ત્રી પર નજર નાખનારાઓ સામેનો તારો પુણ્યપ્રકોપ શું હવે શમી જશે? તું સાધુ બનીને એને માફ કરીશ?' સરસ્વતીએ પ્રશ્ન મૂક્યો!

'ના, ના, બેન! એને તો જોયો નહિ મૂકું! ઊંઘમાં પણ સમાચાર મળશે તો ઉઘાડે પગે ને ઉઘાડી ખડ્ગે ધાઈશ.'

'પછી મુનિ કેવી રીતે બનીશ?' સરસ્વતીએ ભાઈને બોલે બાંધ્યો.

'હે મુનિરાજ! હું મુનિ કેવી રીતે બની શકીશ? વ્યભિચારી સાથે મારાથી તડજોડ નહિ થાય!' કુમાર કાલકે પ્રશ્ન કર્યો.

'ભાઈ! માણસ પાપી નથી, માણસની વૃત્તિ પાપી છે. માણસની વૃત્તિને મારવા માટે અહિંસા ને પ્રેમ જેવું કોઈ અમોઘ સાધન નથી. તેં ચંડકૌશિકની વાત નથી સાંભળી?'

'સાંભળી છે! સરસ્વતી! મુનિરાજ સાચું કહે છે. આપણી શક્તિમાં જેટલી અશક્તિ છે, એટલી મુનિજનોની અશક્તિમાં શક્તિ છે. એમનામાં મારવાની અશક્તિ છે, પણ જિવાડવાની શક્તિ છે.' રાજકુમાર કાલક ભાવાવેશમાં હતો.

'તો ભાઈ! તારી સાધનાનું અંતિમ?'

'અહિંસાની શક્તિનો સાક્ષાત્કાર! અરે! સરસ્વતી! આપણી શક્તિથી હાથી મારી શકીએ છીએ, પણ એક મરેલી કીડીને જિવાડી શકીએ છીએ? કહે?'

'ના!' સરલસ્વભાવી સરસ્વતી પણ વિચારમાં પડી ગઈ!

'તો બહેન! મને વિદાય દે! ધારાનગરીનું રાજપાટ તને સુપ્રત! પિતાજીને–માતાજીને તું મનાવી લેજે!'

'ભાઈ! જ્યાં તું ત્યાં હું!'

'તું પણ આવીશ?'

'હા!'

'તો, તો! મને મુનિધર્મનો ઉત્સાહ રહેશે! ચાલ, બા–બાપુની રજા લઈ આપણે મુનિજનની સાથે ચાલી નીકળીએ. મુનિરાજ! કૃપયા જરા થોભજો!'

'કુશળ હો તમારું! ભાઈ! ધર્મ તમારા જેવાની જ અપેક્ષા રાખે છે. અહિંસા ને પ્રેમનો માર્ગ શૂરાઓનો છે. ધર્મ તમને પામી સાર્થક થશે, તમે ધર્મને પામીને કૃતાર્થ થશો!'

ધારાનગરના રાજકુંવર કાલક ને રાજકુંવરી સરસ્વતી મુનિચરણે નમીને વિદાય થયાં! એમનાં હૃદય નવીન ધર્મપાલન માટે થનગની રહ્યાં હતાં.



# કેટલીક જૈન અનુશ્રુતિઓ અને પુરાતત્ત્વ

લેખકઃ— ડૉ. શ્રીયુત મોતીચંદ્ર, એમ. એ. પીએચ. ડી.

[ ગતાંક : વર્ષ : ૧૭ : અંક : ૧૨થી ચાલુ ]

હવે આપણે જોઈ શકીએ છીએ કે સમયના વિષયમાં બે ભિન્ન મતો છે અને ત્યાં સુધી પત્તો લાગે છે કે આ મતોની ઉત્પત્તિ મધ્ય કાળમાં થઈ હશે, દિગંબર-મત કલ્કી સાથે કલિયુગનો સંબંધ જોડવાને માટે તથા ૧૦૦૦ વર્ષ પર કલ્કીની ઉત્પત્તિવાળા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા માટે કલ્કીનો સમય વીર નિર્વાણથી ૧૦૦૦ વર્ષ પર માને છે. એથી ઊલટું શ્વેતાંબર-મત આ સમયને લગભગ ખેવડાવી દે છે. આ કારણે કલ્કીની વાસ્તવિકતામાં સંદેહ ઊપજે છે. કેવળ ક્ષમાશ્રમણ કલ્કીનો સમય વીર નિર્વાણથી ૫૯૯ આપે છે પરંતુ આ સમયનો આધાર કઈ અનુશ્રુતિ છે તેની આપણને જાણ નથી. પરંતુ આગળ ઉપર આપણે જોઈશું કે કેવળ આ જ એક એવો મત છે, જે સત્યની બહુ નજીક સુધી પહોંચી જાય છે.

અહીં એ જાણવા યોગ્ય વાત છે કે 'તિત્થોગાલી'ની કલ્કી સંબંધી અનુશ્રુતિનો પ્રચાર આચાર્ય હેમચંદ્રના સમય સુધી સારી રીતે થઈ ચૂક્યો હતો, કેમકે 'મહાવીરચરિત'ના ૧૩ મા સર્ગમાં તેમણે 'કલ્કી–આખ્યાન' લગભગ 'તિત્થોગાલી'ના શબ્દોમાં જ આપ્યુ છે. (ઈંડિયન એન્ટીકવેરી, ૧૯૧૯, પૃ૦ ૧૨૮–૩૦). કલ્કીનો જન્મ મ્લેચ્છ કુલમાં બતાવવામાં આવ્યો છે અને તેનો જન્મકાળ વીર નિર્વાણ સં. ૧૯૧૪. આખ્યાનનાં બીજાં ઘણાખરાં અંગો જેવાં કે— ધનને માટે નંદોના સ્તૂપોનું ખોદકામ, જૈન સાધુઓ ઉપર અત્યાચાર 'તિત્થોગાલી' અને 'મહાવીરચરિત'માં જેમનાં તેમ છે. પૂરનું વર્ણન પણ છે પરંતુ સોન-નદીનું નામ નથી આવ્યું. બધી રીતે સામ્યતા હોવા છતાં 'મહાવીરચરિત'ના 'કલ્કી–આખ્યાન'માં 'તિત્થોગાલી' જેવી સજીવતા નથી. 'મહાવીરચરિત'માં પાડિવત આચાર્યનું નામ પણ નથી. પૂર આવ્યા પછી નગરનું પુનર્નિર્માણ એ પછી જૈન સાધુઓ પર અત્યાચાર તથા અંતે ઇંદ્ર દ્વારા કલ્કીનો વધ; એ બધી ઘટનાઓ બને અનુશ્રુતિઓમાં સમાનરૂપે વર્ણવેલી છે. બંનેની તુલના કરતાં એ માનવું પડે છે કે 'તિત્થોગાલી'વાળી અનુશ્રુતિ પુરાણી છે અને એમ જણાય છે કે, આચાર્ય હેમચંદ્રે પણ એની જ મદદથી 'મહાવીરચરિત'નું 'કલ્કી–આખ્યાન' લખ્યું છે.

આ બધી અનુશ્રુતિઓથી પત્તો લાગે છે કે કલ્કી મહાવીરના ૧૦૦૦ અથવા ૨૦૦૦ વર્ષ પછી થયો. એ વાતે બધા સહમત છે કે, કલ્કી પાટલીપુત્રનો રાજા હતો. કેટલાક એને ચાંડાલ કુળમાં ઉત્પન્ન થયાનું અને મ્લેચ્છ કુળનો હોવાનું માને છે પરંતુ તેના ઐતિહાસિક અસ્તિત્વ પર કોઈએ પ્રકાશ પાડ્યો નથી. આવી સ્થિતિમાં પુરાતત્ત્વ આપણને ખૂબ મદદ

કરે છે. આપણે જોયું છે કે 'તિત્થોગાલી'માં પાટલીપુત્રના પૂરનું કેવું સજીવ વર્ણન છે! પ્રસન્નતાની વાત છે કે, પાટલીપુત્રના ખોદકામથી પણ આ મોટા પૂરનો પત્તો લાગે છે અને તેથી 'તિત્થોગાલી'ની અનુશ્રુતિની સત્યતાનો આધાર એથીયે વધુ મજબૂત બની જાય છે.

ડૉ. ડી. બી. સ્પૂનરને કુમ્રહાર (પ્રાચીન પાટલીપુત્ર)ના ખોદકામમાં મૌર્યસ્તર અને રાખવાળા સ્તરની વચ્ચે કોરી માટીનો સ્તર મળી આવ્યો છે. એ સ્તરમાં તેમને એવી કોઈ વસ્તુ ન મળી જેનાથી એ સાબિત થઈ શકે કે એ સ્તરમાં કોઈ વખતે વસ્તી હતી. ડૉ. સ્પૂનર આ જામી ગયેલી માટીનું કારણ પૂરનું બતાવે છે. ડૉ. સ્પૂનરના શબ્દોમાં "કોરી માટીની આઠ અથવા નવ ફૂટ જાડી સપાટી જે વસ્તીના બે સ્તરોની વચ્ચે પડી ગઈ છે તેનું કોઈ બીજું કારણુ ન હું વિચારી શકું છું અને ન આપી શકું છું. આપણને એ વાત જાણવામાં છે કે એવાં જ પૂરો પટણુની આસપાસ આવતાં રહ્યાં છે અને બખરાના અશોકકાલીન સ્તંભના મૂળમાં પણ એક એવી જ કોરી માટીની સપાટી મળે છે." ડૉ સ્પૂનરના મતાનુસાર પાટલીપુત્રનું આ પૂર એ સમયે આવ્યું જ્યારે અશોકનો પ્રાસાદ ઊભો હતો, તથા પૂરની રેતીલી માટીએ ન કેવળ મહેલના ભોંયતળિયાને નવ ફૂટ ઊંચા બોજાથી ઢાંકી દીધું પરંતુ મહેલના સ્તંભોને પણ લગભગ તેની અડધી ઊંચાઈ સુધી ઢાંકી દીધા છે. (આર્કિઓલોજિકલ સર્વે ઓફ ઇંડિયા, એન્યુઅલ રિપોર્ટ, ૧૯૧૨-૧૩ પૃ૦ ૬૧-૬૨)

ડૉ. સ્પૂનર એ વાતનો પત્તો ન લગાડી શકયા કે પૂર કેટલા દિવસ સુધી રહ્યું અને એ વાતનો પણુ બરાબર અંદાજ ન લગાવી શકયા કે પૂર આવ્યું ક્યારે? "એ વાત સંભવ છે કે આપણે છેવટની વાતની અટકળ લગાવી શકયા. આપણે ઉપર જોયું છે કે રાખવાળા સ્તરમાં અથવા તેની આસપાસના ખોદકામમાંથી આપણને ઈસ્વી૦ પ્રથમ શતાબ્દીના સિક્કાઓ અને કેટલીક વસ્તુઓ મળી આવી છે આ પ્રાચીન ચિહ્નો ગુપ્તકાલીન ઈંટોની દીવાલોથી તો જરૂર પુરાણાં છે. જો ઈસ્વીની પહેલી કેટલીક સદીઓમાં પૂર ન આવ્યું હોત તો આ અવશેષો અને સિક્કાઓ અહીંથી મળી આવવા આશ્ચર્યજનક થાત. આ સ્થિતિમાં તે મૌર્યકાલીન ભોંયતળિયા ઉપર અથવા તેથીયે કંઈક ઉપર મળવા જોઈતા હતા. જો ઈમારત સિક્કાઓના ચલણુકાળમાં બરાબર વ્યવહારમાં હોય તો એનાથી એ નિષ્કર્ષ નીકળે છે કે પૂર ઈસ્વી૦ની પ્રથમ શતાબ્દીમાં અથવા એનાથી બે એક સદી પાછળ આવ્યું અને એ કાળના સિક્કાઓ તેમજ વસ્તુઓ ગુપ્તકાળની દીવાલની નીચેથી મળે છે તે એ વાતની દ્યોતક છે કે મૌર્યકાલીન મહેલનો થોડોઘણો વ્યવહાર પૂર ઓસરી જતાં પણુ બરાબર થતો રહ્યો. માટીના સ્તરનો ઉપલો ભાગ ભોંયતળિયા (ફર્શ)નું કામ આપતો રહ્યો હશે ઈમારત ઘણીખરી ભાંગી તૂટી હશે તથા તેની ભવ્યતામાં ઘણોખરો ફરક પડી ગયો હશે પરંતુ એનું કોઈ કારણુ જોવાતું નથી કે તે વસવાટને યોગ્ય ન રહ્યું હોય જો થાંભલાની ઊંચાઈ ૨૦ ફૂટ હોય (સંભવત. તે એથીયે વધુ ઊંચા હતા) તો રેતીલી માટીએ તેને લગભગ ૧૧ ફૂટ છોડી દીધા હશે. આ કોઈ તદ્દન સાધારણુ ઊંચાઈ નથી. એથી એ સંભવ છે કે, પૂરના સેંકડો વર્ષો પછી પણુ મૌર્યકાલીન આસ્થાનમંડપ વ્યવહારમાં આવતો રહ્યો. (એજનઃ પૃ૦ ૬૨)

ખોદકામથી એ વાતનો પત્તો મળે છે કે રેતીલી માટી જામી ગયા પછી આખીયે

ઈમારત બળી ગઈ; કેમકે ગુપ્તકાલીન ઈમારતોના ભગ્નાવશેષો સીધી રાખની સપાટી પર ઊભા રહેલા મળી આવ્યા છે જેનાથી આપણે એ વાતનું અનુમાન કરી શકીએ છીએ કે આગ કદાચ ઈસ્વી૦ ની ચોથી અથવા પાંચમીમાં લાગી હશે. ડૉ સ્પૂનરના અભિપ્રાયથી ગુપ્તકાલીન દીવાલો છઠ્ઠી શતાબ્દી પછીની ન હોઈ શકે અને એ વાતની સંભાવના અધિક છે કે, તે એનાથી પહેલાંની હોય.

ડૉ. સ્પૂનરના ખોદકામ સંબંધી વક્તવ્યોની વિવેચના કરતાં આપણે નિમ્નલિખિત તથ્યો પર પહોંચીએ છીએઃ

(૧) પાટલીપુત્રમાં એ સમયે પૂર આવ્યું જ્યારે અશોકનો આખો મહેલ ઊભો હતો. પૂરથી તેના પર ૯ ફૂટ માટી લદાઈ ગઈ છે.

(૨) ઈ. સ.ની આરંભિક શતાબ્દીઓના સિક્કા ઈત્યાદિ ગુપ્તસ્તર અને રેતીલી માટીની વચ્ચેથી મળતાં ડૉ. સ્પૂનરે એવો અભિપ્રાય કાયમ કર્યો કે, પૂર ઈ. સ. પ્રથમ શતાબ્દીમાં અથવા એકાદ સદી બાદ આવ્યું હશે.

(૩) પૂર આવ્યા પછી પણ પુરાણી ઈમારતો થોડા ઘણા કામમાં લેવાતી હતી.

અંતિમ કથનનું સમર્થન 'તિત્થોગાલી' દ્વારા થાય છે, જેમાં કહેવામાં આવ્યું છે કે, પૂર આવ્યા પછી જૂનું નગર છોડીને એક નવું નગર વસાવ્યું. હવે આપણે જોઈ શકીએ છીએ કે 'તિત્થોગાલી'એ પાટલીપુત્રનું ભીષણ પૂર, જે ઈ. સ.ની પહેલી બીજી શતાબ્દીમાં આવ્યું, તેનું કેવું ઉપાદેય અને વિશદ વર્ણન જીવિત રાખ્યું છે!

'તિત્થોગાલી'ના કલ્કી પ્રકરણના આરંભમાં જ એ કહેવામાં આવ્યું છે કે, નંદોના બનાવેલા પાંચ જૈન સ્તૂપોને દાટેલા ધનની શોધમાં ખોદાવી નાખ્યા. યુવાનચ્વાંગ આ કથનનું સમર્થન કરે છે.

યુવાન–ચ્વાંગને પાટલીપુત્રની પાસેની નાની પહાડીના દક્ષિણ–પશ્ચિમમાં પાંચ સ્તૂપોનો ભગ્નાવશેષો દેખાયા હતા. એનાં પડખાં કેટલાક સો કદમ પગ હતાં અને તેની ઉપર પછીના લોકોએ નાના નાના સ્તૂપો બનાવી દીધા. આ સ્તૂપોના સંબંધમાં યુવાન–ચ્વાંગ બે અનુશ્રુતિઓના ઉલ્લેખો કરે છે. એક પ્રાચીન અનુશ્રુતિ અનુસાર અશોકે ૮૪૦૦૦ સ્તૂપો બનાવ્યા પછી બુદ્ધચિહ્નના પાચ ભાગો બચી ગયા અને અશોકે તેના પર પાંચ સ્તૂપો બનાવ્યા. બીજી અનુશ્રુતિ, જેને યુવાન–ચ્વાંગ હીનયાનીઓની કહે છે તે મુજબઃ આ પાંચ સ્તૂપોમાં નંદરાજાના પાચ નિધિઓ અને સાત રત્ન દાટયાં હતાં. ઘણા દિવસો પછી એક અબૌદ્ધ રાજા પોતાની સેના સાથે આવ્યો અને તેણે સ્તૂપોને ખોદીને ધન કાઢી લેવા ધાર્યું. એટલામાં ભૂકંપ થયો, સૂર્ય વાદળાથી ઢંકાઈ ગયો અને સિપાહીઓ મરીને પડ્યા એ પછી કોઈ એ સ્તૂપોને અડયો નહીં. (વાટર્સ, યુવાન–ચ્વાંગ ૨, પૃ. ૯૬–૯૭)

પાટલીપુત્રના ખોદકામથી લાકડાના બનેલા સાત ચબૂતરાઓ મૌર્યસ્તરમાંથી નીકળી આવ્યા છે. આમાં પ્રત્યેકની લંબાઈ ૩૦ ફૂટ અને પહોળાઈ ૫'×૪" અને ઊંચાઈ ૪½' છે. બધાની બનાવટ પ્રાયઃ એકસરખી છે, એની બંને તરફ લાકડાના ખીલા લાગ્યા હતા, જેનાં ઠૂંઠાં બચી ગયાં છે. ચબૂતરાઓની વચ્ચે પણ કેટલાક લાકડાના થાભલા જોવાય છે, પરંતુ એનો ચબૂતરાઓ સાથે શો સંબંધ હતો તે કહી શકાતુ નથી. (આ સ. રિ. એજન,

૭૩ ). સ્પૂનરને પહેલાં એવું ધ્યાન રહ્યું કે કદાચ ચબૂતરાઓ ભારે થાંભલાઓને સાચવી રાખવા માટે બન્યા હોય, પરંતુ ડૉ. સ્પૂનરે જ આ અભિપ્રાયને સ્વયં બરાબર ન માન્યો એક ચબૂતરામાં એવી કંઈક બનાવટ હતી કે જેના પર ડૉ. સ્પૂનરનુ ધ્યાન ગયું બીજા ચબૂતરાઓની માફક આ ચબૂતરો માપસર નથી અને તેની વચ્ચે ઊભા અર્ધ-ચંદ્રાકારનો કાપ છે; જેનાથી ચબૂતરો બે વિચિત્ર ભાગમાં વહેંચાઈ જાય છે. આ વિભાજિત ચબૂતરાના પશ્ચિમી છેડા પર અને પાસેના ચબૂતરાના પૂર્વી છેડા પર જમીનની સપાટી પર એક ઈંટનો બનેલો ગોળ ખાડો છે, આ પ્રકારના નકશાનું કંઈક તાત્પર્ય તો જરૂર હતું પરંતુ તેનો પત્તો લાગ્યો નથી. ડૉ. સ્પૂનરને પહેલાં એમ સૂઝયું હતું કે, ચબૂતરાઓ કદાચ વેદીઓનું કામ દેતા હતા અને બલિકર્મ ખાડામાં થતું હતું. પરંતુ આ સૂઝાવને માટે સાહિત્યથી તેમને કોઈ પ્રમાણ ન મળ્યું અને ન બૌદ્ધોના પ્રભાવના કારણે પાટલીપુત્રમાં બલિકર્મ સંભવિત પણ હતું. અંતિમ કારણનો સ્વયં ઉત્તર દેતા તેમનું કહેવું છે કે ચબૂતરાઓ જે મૌર્યકાલની સપાટીથી કેટલાયે ફૂટ નીચે છે, તે કદાચ સ્તંભમંડિત મૌર્ય આસ્થાનમંડપથી પુરાણા હોય. પરંતુ આ અભિપ્રાય પર પણ તેઓ સ્થિર ન થઈ શક્યા. ( એજન, પૃ. ૭૫ ) આ લાકડાના ચબૂતરાનું બરાબર તાત્પર્ય શું હતું એ કહેવું કઠણ છે. પરંતુ એ સંભવિત છે કે એનો સંબંધ નંદોના સ્તૂપો સાથે રહ્યો હોય. ગમે તે હો, આ વાતનો બરાબર ખુલાસો ત્યાં સુધી નહિ થઈ શકે જ્યાં સુધી કુમ્રહારનું ખોદકામ એથીયે આગળ વધારવામાં ન આવે.

'તિત્થોગાલી'માં ચતુર્મુખ કલ્કી અને પાડિવત આચાર્યની સમકાલીનતા પણ ઐતિહાસિક દૃષ્ટિએ એક વિશેષ મહત્ત્વ રાખે છે આપણને એ વાતનો પત્તો નથી કે પાડિવત આચાર્ય કોણ હતા. પરંતુ એમાં સંદેહ નથી કે તેઓ પોતાના સમયના એક મહાન જૈનાચાર્ય હતા અને બની શકે કે, પાદલિપ્તાચાર્ય, જેમના સંબંધે જૈન સાહિત્યમાં અનેક કિંવદંતીઓ મળે છે અને 'તિત્થોગાલી'ના પાડિવત એક જ રહ્યા હોય જો અમારું આ અનુમાન સાચું હોય તો પાદલિપ્તના કાળના સંબંધમાં કેટલીક અનુશ્રુતિઓ ઉપલબ્ધ થવાથી આપણે પાટલીપુત્રના પૂરનો સમય નિશ્ચિત કરી શકીએ.

'પ્રભાવક ચરિત' ( ગુજરાતી ભાષાંતર, પ્રસ્તાવના લેખક : કલ્યાણવિજયજી, ભાવનગર સં. ૧૯૮૭ ), જેને પ્રભાચંદ્રસૂરિએ સં. ૧૩૩૪ ( ઈ. સ. ૧૨૭૭ ) માં લખ્યું, તેમાં ઘણાયે જૈન સાધુઓનાં જીવનચરિતો આપેલાં છે. સંકલનપરિપાટી અનુસાર પ્રાચીન જૈન આચાર્યોના જીવનચરિતોમાં ઘણીયે પાછળની કિંવદંતીઓનો સમાવેશ થઈ ગયો છે પરંતુ સાથોસાથ તેમાં ઘણીયે એવી ઐતિહાસિક અનુશ્રુતિઓનું સંકલન પણ છે; જેની સત્યતાનો પત્તો બીજે સ્થળેથી પણ મળે છે.

'પ્રભાવકચરિત' માં એવો ઉલ્લેખ મળે છે કે પાદલિપ્તના ગુરુએ તેમને મથુરાના જૈન સંઘની ઉન્નતિ માટે મોકલ્યા હતા. કેટલાક દિવસો મથુરામાં રહીને તેઓ પાટલીપુત્ર ગયા, જ્યાં રાજા મુરુંડ રાજ્ય કરતો હતો એક ગૂંથેલા દોરાનો પેચ સુઝાડીને તેમજ રાજાના મસ્તકની પીડા શાંત કરીને પાદલિપ્તાચાર્યે પાટલીપુત્રમાં તથા રાજદરબારમાં પોતાનો પ્રભાવ જમાવી દીધો. ( એજન, પૃ. ૪૮,૪૯ )

પાદલિપ્તાચાર્ય રુદ્રદેવસૂરિ, શ્રમણસિંહસૂરિ, આર્ય ખપટ અને મહેંદ્ર ઉપાધ્યાયના સમ-

સામાયક હતાં. પહેલા બે આચાર્યો સાથે પાદલિપ્તના સંબંધનો કેવળ એ વાતથી પત્તો લાગે છે કે, જયારે પાદલિપ્ત માન્યખેટ ગયા હતા ત્યારે તે સમયે બંને આચાર્યો ત્યા ઉપસ્થિત હતા ખપટ તથા મહેન્દ્રની સાથે પાદલિપ્તની સમકાલીનતાનું વર્ણન કંઇકિ ઝાંખુ સરખું છે. ખપટના જીવનચરિતમાં અંતે એ કહેવામાં આવ્યું છે કે પાદલિપ્તે ખપટાચાર્ય પાસેથી મંત્ર-શાસ્ત્રનું શિક્ષણ લીધું હતું (એ જ પ્રસ્તાવના, પૃ ૩૨, ૩૩) ખપટાચાર્યનો સમય 'વિજય-સિંહસૂરિ પ્રબંધ'ની એક ગાથા અનુસાર વીર નિર્વાણ સં. ૪૮૪ અથવા ઈ. સ પૂર્વ ૪૦ છે જે કલ્યાણવિજયજીના મતાનુસાર ખપટનો મૃત્યુકાળ હોવો જોઈએ (એજન, પૃ૦ ૩૩). ગમે તે હો, પરંતુ ખપટની ઐતિહાસિકતામાં કોઈ શંકા કરવાને સ્થાન નથી; કેમકે પ્રાચીન જૈન સાહિત્યમાં 'નિશીથચૂર્ણિ'માં તેમનું નામ બરાબર આવે છે. (એજન પૃ ૩૩)

ખપટના શિષ્ય મહેન્દ્રના વિષયમાં એક કથા પ્રચલિત છે કે મહેન્દ્રના સમયે પાટલી-પુત્રનો રાજા દાહડ બધા મતોના સાધુઓને મૂર્તિપૂજા છોડવા માટે બાધ્ય કરતો હતો અને જૈન સાધુઓને સુરાપાન માટે ફરજ પાડતો હતો રાજાના વ્યવહારથી ગભરાઇને જૈન સંઘે મહેન્દ્ર, જે એ દિવસોમાં ભરુકચ્છમાં રહેતા હતા, તેમની મદદ માગી. કહેવાય છે કે, મહેન્દ્રે રાજાને પોતાના વશમાં કરી લઈ પાટલીપુત્રના બ્રાહ્મણને જૈન દીક્ષા અપાવી દીધી. (એજન, પૃ. ૫૭, ૫૯)

મુનિ કલ્યાણવિજયજીનું કહેવું છે કે, દાહડ કદાચ શુંગ રાજા દેવભૂતિ હતો અને બ્રાહ્મણધર્મનો પક્ષપાતી હોવાના કારણે તેણે જૈનો પાસે બ્રાહ્મણોને નમસ્કાર કરાવરાવ્યો. અને આ જ પાયા પર તે ખપટ અને મહેન્દ્રનું નામ, સમય વિક્રમની પહેલી શતાબ્દી અથવા તેનાથી કંઈક પહેલાં હોવાનું નિર્ધારિત કરે છે.

પાદલિપ્તનો સમય નિર્ધારિન કરતાં કલ્યાણવિજયજી તેમને મુરંડ રાજાના સમકાલીન હોવા પર ભાર દે છે. મુરુંડ રાજા કલ્યાણવિજયજીના અનુસાર કુષાણ હતા. પાદલિપ્તના સમકાલીન મુરુંડ રાજા કુષાણોના રાજસ્થાનીય હતા અને એમનુ નામ પુરાણો અનુસાર વિનસ્ફણિ (અશુદ્ધ વિશ્વસ્ફટિક 'સ્ફણિ સ્ફૂર્તિ' ઇત્યાદિ) હતું (એજન, પૃ ૩૪). આ આધાર પર તેઓ પાદલિપ્તનો સમય વિક્રમની બીજી શતાબ્દીનો અંત અથવા ત્રીજીનો આરંભ માને છે. નાગહસ્તિ પાદલિપ્તના ગુરુ હતા અને 'નંદિ'ની પટ્ટાવલી તેમજ 'યુગ-પ્રધાન પટ્ટાવલી'ઓ અનુસાર તેમનો સમય વિ. સં. ૧૫૧ અને ૨૧૯ ની વચ્ચે હતો એ વાત પણ મુનિ કલ્યાણવિજય પાદલિપ્તના સમય વિશે સ્વનિર્ધારિત મતની પુષ્ટિ માને છે (પૃ. ૩૪) શ્રી. એમ. બી ઝવેરી મુનિ કલ્યાણવિજય દ્વારા નિર્ધારિત પાદલિપ્તના સમયને બરાબર નથી માનતા (કંપેરેટિવ એન્ડ ક્રિટીકલ સ્ટડી ઓફ મંત્રશાસ્ત્ર, પૃ. ૧૭૯ ફૂટનોટ). એમનું કહેવું છે કે, આર્ય રક્ષિતના 'અનુયોગદ્વાર'માં પાદલિપ્તનુ સંબોધન તરંગ વૈક્કાર સાથે કરવામાં આવ્યું છે. આર્યરક્ષિતનો નિધન-કાળ વિ. સં. ૧૨૭ માનવામાં આવ્યો છે (૧૧૪ કલ્યાણવિજયજી અનુસાર) અને જો એ વાત સત્ય હોય તો આર્યરક્ષિતની પછી પાદલિપ્તનુ નામ તેમના ગ્રંથોમાં આવી શકે છે. [ ચાલુ ]



# આચાર્ય સિદ્ધસેન દિવાકર

લેખક :—શ્રીયુત વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ, બી. એ.

સ્તુતિ એટલે અસાધારણ ગુણોનું કથન. એમ હોય તો આ આચાર્ય સિદ્ધસેન દિવાકરની સ્તુતિ છે આચાર્ય સિદ્ધસેનનો વિચાર કરતાં જ કોઈ દિગ્વિજયી પરમ જ્ઞાની તેજોમૂર્તિ ખડી થાય છે. તત્ત્વજ્ઞાનનું સાંથી નિર્મળ સ્વરૂપ એટલે આચાર્ય સિદ્ધસેન દિવાકર. ઉપનિષદના પુરુષતત્ત્વથી માંડીને તે વાદકળાના રહસ્ય સુધીના વિષયો તેમની પ્રાપ્ત બત્રીશીઓમાંથી મળે છે. સાંખ્ય ઈશ્વરકૃષ્ણની કારિકાઓ કે બૌદ્ધ નાગાર્જુનની મધ્યમકારિકા; શ્વેતાશ્વતર ઉપનિષદ કે ઋગ્વેદની ઋચા; આવું સઘળું તેમની તત્ત્વદૃષ્ટિમા સમાઈ ગયુ હતું. એ જ્ઞાન એટલી વિશાળ કોટનું હતુ કે ઉજ્જૈનના વિક્રમાદિત્યથી માંડીને તે ગોધણુ ના રખેવાળિયા સુધી સૌ કોઈને તેઓ પ્રતિબોધ પમાડી શકતા. માત્ર એકલું જ્ઞાન જ, જીવનવિકાસમાં વૈભવ ને વિલાસ જેવું જ અંતરાયભૂત છે. જ્ઞાનધાગ સત્ય પામવાનુ છે. જ્ઞાનીએ તત્ત્વજ્ઞ–તત્ત્વજાણનાર બનવાનુ છે. જ્ઞાન એટલે જ સત્યની માનસિક આરાધના.

આચાર્ય સિદ્ધસેને પણ જ્ઞાનમાંથી સત્ય મેળવવા સમાલોચક દૃષ્ટિને આગળ કરી. એ વગર શાસ્ત્રો શાબ્દિક ઉખાણાં બની જાય છે. સમાલોચક દૃષ્ટિ એટલે સત્યનું નિર્ભયપણે સંશોધન કરનાર વૃત્તિ. આ માટે વહેમ, અંધશ્રદ્ધા, પૂર્વગ્રહ, કદાગ્રહના ચક્રવર્તીના સૈન્ય સામે એકલા હાથે સામનો કરવાનો હોય છે. આચાર્ય સિદ્ધસેન તેમા સફળ થયા ન નિર્ભયતાથી સત્ય શોધવા લાગ્યા. કેવલીના જ્ઞાન–દર્શન ઉપયોગ જેવો વિષય પણ કેમ ન હોય તેઓ સત્યશોધનને મંદગતિવાળુ કદાપિ ન બનાવતા.

કેવળ તત્ત્વજ્ઞાન જ તેમના વ્યક્તિત્વનું મોહક પાસું નથી. તત્ત્વજ્ઞાનમૂલક ભક્તિ પણ તેનું અત્યંત મનોહર સ્વરૂપ છે. ધર્મના સનાતન સત્યોની ઊંડી સમજણમાંથી જ્યારે હૃદયનો ઊર્મિપ્રવાહ ભક્તિરૂપે વહે છે ત્યારે એ અપૂર્વ ને અજોડ ભક્તિ લેખાય છે આવી તત્ત્વજ્ઞાનમૂલક ભક્તિ હોવાથી જ મહેશ, બ્રહ્મા ને વિષ્ણુની ત્રિમૂર્તિ કે સૂર્ય–ચંદ્રાદિ વૈદિક દેવોને તેઓએ જિનેશ્વરમાં ઘટાવ્યા, આવી ભક્તિ લાગણીપ્રધાન અંતરના ક્ષણિક ઉભળકારૂપે જ નથી પણ અક્ષય તત્ત્વ–રુચિના સાત્ત્વિક ઉલ્લાસરૂપે જ છે.

વ્યક્તિત્વનું ખરું મૂલ્ય જ્ઞાન ને ભક્તિ કરતાંય તેની સર્જનશક્તિમાં સવિશેષ છે. આચાર્યશ્રીની પ્રતિભા નવસર્જનશીલ હતી. સાચું સર્જન ખૂબ સ્વાભાવિક હોય છે. આચાર્ય સિદ્ધસેન દિવાકરનું સન્મતિતર્ક વાંચો કે ન્યાયવતાર; નયોના સૂક્ષ્મ વિષયની સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચારણા હોય પણ અત્યંત સ્વાભાવિકતાનું દર્શન તેમાં થાય છે. આથી જ તેવાં સર્જન અતિમહાન હોય છે. જૂના વિષયો ફરીને આચાર્યશ્રી કહે છે છતાં તેમાં તેઓનુ બ્રહ્મતેજ જણાઈ આવે છે. પછી તે વિષય મહાવીરના અતિશયો હોય કે તેમની અદ્ભુત જીવનઘટનાને લગતો હોય કે મહાવીરના આચાર–વિચારના ચઢિયાતાપણાને જણાવતો હોય જીવનનો મૂળ છંદ ફ્રેન્ચ ફિલસૂફ રોમારોલાની જેમ તેઓને પણ સર્જનનો જ લાગ્યો હતો ઈટાલિના મહાન શિલ્પી માઈકલ એન્જલોની જેમ તેઓ પણ વિચારતા હશે–'સર્જન એ જ જીવનની સર્વોચ્ચ કળા છે.'

વાદી દેવસૂરીશ્વરે ગોવાળિયાની સાક્ષીમાં સર્વજ્ઞત્વ સ્થાપિત કર્યું ત્યારે આચાર્ય સિદ્ધસેન દ્વિજ બન્યા–બીજીવાર જન્મ્યા. મોહમયી સૃષ્ટિને છોડી પ્રેમનગરના નિવાસી બન્યા. સંસારી મટી સાધુ બન્યા. આથી જ એક ભવમાં બીજી વાર જન્મેલાને જન્મ હોય છે–મૃત્યુ નથી હોતું. આચાર્ય દિવાકરને પણ મૃત્યુ નહોતું. તેઓ આજે પણ સર્જનના અમર આત્મારૂપે બની રહ્યા છે, એ ઓછી પ્રેરણા–સંજીવની નથી.



મહામતિ શ્રી. સિદ્ધસેન દિવાકર-કૃત

# શ્રી. મહાવીરસ્તુતિ દ્વાત્રિંશિકા

## [ પરિચય ]

લેખકઃ—પૂજ્ય પં. શ્રી. ધુરંધરવિજયજી

આચાર્ય શ્રી. સિદ્ધસેન દિવાકર મહામતિ હતા. મહાતાર્કિક હતા અને મહાકવિ હતા. જૈન દર્શનસમ્મત તત્ત્વોને તર્ક-યુક્તિથી સિદ્ધ કરવાની તેમની અનોખી કલા હતી. ગંભીર વિષયોને ગંભીરપણે સમજાવવાની તેમની શૈની આકર્ષક અને દુષ્પ્રધર્ષ સ્પષ્ટ જણાય છે. સ્તુતિ-સ્તવનામાં પણ તર્કગંભીર વિષયોને ગુંથવાની શરૂઆત તેમનાથી થઈ છે. એવા પ્રકારની રચનાના તેઓ પુરોગામી છે જે વિષયનુ તેમને નિરૂપણ કરવાનું હોય છે તેનું સ્પષ્ટ દર્શન તેમની દૃષ્ટિ સામે રમતુ હોય છે તે સ્પષ્ટ દર્શનનું શુદ્ધ પ્રતિબિંબ તેમના શબ્દ-દર્પણમાં દેખાય છે. કોઈ પણ વિષય ગમે તેવો મહત્ત્વનો હોય છતાં તેનું નિરૂપણ કરતાં તેમનું હૃદય થડકતુ નથી, એટલું જ નહિ પણ ચંચળ પણ બનતું નથી વૃત્તિઓની સમતુલા સાચવવાની અદ્વિતીય કુશળતા તેમનામાં હતી. એવી એવી વાતો તેમણે જણાવી છે ને સમજાવી છે કે જો તે જણાવતા સમતુલા ન જાળવવામાં આવે તો અર્થનો અનર્થ થઇ જાય. તેવા પ્રકારના સામર્થ્ય વગરનો આત્મા આવા પ્રયત્નોથી અભિમાનને શિખરે ચડી જાય. શ્રી. સિદ્ધસેન નથી ચડયા તે જ તેમની વિશિષ્ટતા છે અભિમાન વગરની યોજનામાં નિર્માલ્યતા આવવાનો સંભવ છે છતાં તેમની કૃતિમાં ક્યાય પણ ગૌરવની ક્ષતિ નથી

તેમની કૃતિઓ વર્તમાનમાં અતિઅલ્પ સંખ્યામાં ઉપલબ્ધ થાય છે. તેમની ઘણી કૃતિઓ હશે એવી કલ્પના કરવી એ સર્વથા સમુચિત છે. અત્યારે વિદ્યમાન કૃતિઓ તેમની નીચે પ્રમાણે છે (૧) સમ્મતિતર્ક-ગાથા, (૨) ન્યાયાવતાર, (૩) દ્વાત્રિંશિકાઓ-૨૧, (૪) કલ્યાણ-મન્દિરસ્તોત્ર આ સિવાય છુટક કેટલાએક શ્લોકો છે.

આટલું સાહિત્ય પણ તેમના પરિચય માટે પૂરતું છે સમ્મતિતર્ક એ શ્રી સિદ્ધસેનની પ્રતિભા છે. કલ્યાણમન્દિર, અને દ્વાત્રિંશિકાઓમાં તર્ક-ભક્તિનો સુંદર સમન્વય છે. ન્યાયાવતાર એ ટૂંકમા કહીએ તો યથાનામા છે

આ ચાર કૃતિઓમાંથી દ્વાત્રિંશિકાઓ સિવાય ત્રણ ગ્રન્થો ઉપર પછીથી ટીકા-ટિપ્પણો આદિ થયાં છે. ફક્ત દ્વાત્રિંશિકાઓ ઉપર કાંઈ નથી. દ્વાત્રિંશિકાઓ બત્રીશ હોવાનું સંભવિત છે. એટલે ૧૧ દ્વાત્રિંશિકાઓ ઉપલબ્ધ નથી કેટલાએક ન્યાયાવતાર ૩૨ શ્લોક પ્રમાણ હોવાને કારણે એ પણ એક દ્વાત્રિંશિકા છે એમ કહે છે ને તેથી ૨૨-દ્વાત્રિંશિકાઓ છે ને ૧૦ અનુપલબ્ધ છે.

આ દ્વાત્રિંશિકાઓ વિ. સં. ૧૯૬૫મા શ્રીજૈનધર્મ પ્રસારક સભા-ભાવનગરથી 'શ્રીસિદ્ધસેન દિવાકરકૃત ગ્રંથમાળા' એ નામે પ્રસિદ્ધ થઈ છે. તેમાં ન્યાયાવતાર અને સમ્મતિ-સૂત્ર મૂળ માત્ર પણ છે એકત્રીશમી મહાવીર દ્વાત્રિંશિકા ઉપર અવચૂરિ જેવી લઘુટીકા છે. તે પણ મુદ્રિત થઇ છે. નવમી વેદવાદદ્વાત્રિંશિકા ભાષાવિવેચન સાથે ભારતીય

વિદ્યા ભવન–મુંબઈથી પ્રકાશિત થઈ છે. ભાવનગરથી પ્રકાશિત થયેલ દ્વાત્રિંશિકાઓમાં ઘણે સ્થળે શુદ્ધિની અપેક્ષા રહે છે. અર્થગહન એ દ્વાત્રિંશિકાઓ તે તે સ્થળે શુદ્ધ પાઠ નહિ હોવાને કારણે ગહનતામાં વધારો કરે છે.

તે દ્વાત્રિંશિકાઓ પૈકી પ્રથમ દ્વાત્રિંશિકાનો ટૂંકમાં પરિચય લેવાથી પણ તેમની શૈલીનો ખ્યાલ આવશે. તે આ પ્રમાણે છેઃ—

(૧–૨–૩) સ્વયં થનારા, અદ્ભૂત પદાર્થોના પ્રકાશક સૂર્ય, અનેક સ્વરૂપ, અદ્વિતીય ક્ષાયિક ભાવથી ઓળખાતા, ન ઓળખાય એવા, વ્યાઘાત વગર વિશ્વને વિલોકનારા, આદિ મધ્ય અને અંત રહિત, પુણ્ય–પાપથી મુક્ત, સંપૂર્ણપણે આત્માના સર્વગુણોથી યુક્ત. (સર્વ ઈન્દ્રિયોના ગુણોથી વિમુક્ત) ઇન્દ્રિયોથી વિમુક્ત, સ્વયંજ્યોતિવાળા, સર્વત્ર પ્રકાશ કરનારા, ગણના ન થઈ શકે એવા, અનંત યુગ સુધી સ્થિર રહેનારા, અચિંત્ય પ્રભાવવાળા અલોકદર્શી, કુહેતુ અને કુતર્કના પ્રપંચરહિત–સદ્ભાવશુદ્ધ અને જેનો કોઈ પ્રતિવાદ નથી એવા સ્યાદ્વાદના સ્થાપક, યતિઓ–મુનિઓના સ્વામી, એવા વર્ધમાન જિનને કે જેમનું સત્–શાસન પ્રતિદિન વધતું છે–તેમને નમસ્કાર કરીને હું સ્તવીશ.

(૪) હે વીર ! કાવ્ય શક્તિ બતાવવા માટે, એક બીજાની ઈર્ષ્યાથી કીર્તિનો વિસ્તાર કરવાની ભાવનાથી કે કેવળ શ્રદ્ધાથી તમારી સ્તુતિ નથી કરાતી, પણ તમે ગુણજ્ઞપૂજ્ય છો માટે આ આદર છે.

(૫) કુવાદીઓને, એક બીજા ઉપર આક્ષેપ કરવાના રસથી ચીમળાયેલા ચિત્તવાળા, પોતાના વાદમાં જ પૂર્વાપર નિશ્ચય કરવામાં મૂઢતાવાળા, તત્ત્વથી ઉન્માર્ગે જનારા જોઇને પુરુષ તમારે વિષે મંદ આદરવાળો કેમ થાય ? અર્થાત્ ન જ થાય

(૬) ગુણ જોવામાં આંધળી ચેતનાવાળાઓ એકઠા થઈને તમારા જે જે દોષો ગાય છે તે ખરેખર પોતાનો જ દ્વેષ કરનારા છે, તે દોષો જ વિશિષ્ટ સમજથી જાણ્યા છતાં સજ્જનોને તમારા સદ્વચનોના સ્વીકારમાં કારણરૂપ થાય છે.

(૭) કૃપણ-નિઃસત્ત્વ પ્રાણીઓ ઉપર દયા કરતા ને પોતાના માંસનું દાન દેવામાં પણ મમતા વગરના બીજાઓ તમારી કૃતાર્થ–કુશલતા મેળવ્યા વગર મેધા વગરના તેઓ પોતે જાતે જ દયાપાત્ર બને છે–બીજાને કૃપા જન્મે એવી સ્થિતિમાં મુકાય છે.

[આ કથન ખાસ કરીને બૌદ્ધદર્શન માટે છે. બુદ્ધે એક જન્મમાં ક્ષુધાર્ત વાઘણને દયાથી પોતાનું શરીર ખાવા માટે અર્પણ કર્યું હતું પણ તે કૃતાર્થ–કુશલતા નથી કે દયાનો માર્ગ નથી એમ સ્તુતિકાર જણાવે છે]

(૮) આ માણસ કોઈ જુદો છે કે તમારા વચનામૃત–ઔષધને કરુણામય અને પોતાના કરેલા ક્લેશને નાશ કરવામાં અસ્પષ્ટ એવા વચનોથી નહિ વખોડતો ભવદુઃખથી વિહ્વળ એવો શાંતિને પામે છે. [એવા પ્રકારના વચનોથી તમારા વચનનો ચૂંથનાર શાંત પામતો નથી]

(૯) અન્યથી દોરવાયેલી અલ્પ મતિવાળો તુચ્છ તર્ક–શાસનના વિસ્તારોથી અને સંસારમાં સ્થિર કરનારાઓથી તમારા ઉપદેશેલા સન્માર્ગથી ઊંધે માર્ગે ચાલનારો આત્મા લાંબા કાળ સુધી અમુક્ત કેમ ન થાય ? અર્થાત થાય જ.

(૧૦) અહીં–આ જન્મમાં જ વિપરીત જનારાને ક્ષુદ્રજનો પરસ્પર દંડે કે ન દંડે પણ નીચ વાદીઓ તમારાથી વિપરીત બોલનારા આ જન્મમાં અને પર જન્મમાં નિરપરાધીઓને દહે છે.

(૧૧) જેઓથી ક્ષણાદિ સંપૂર્ણ વિશ્વ એકસાથે વિલક્ષણ છે એમ અજ્ઞાનથી ન જણાતુ હોય તેઓને લાંબા કાળથી તેમની પાછળ પડેલા, તમારા વચનથી વિરુદ્ધ દુર્નયો આલિંગીને નિરાંતે સૂએ છે.

(૧૨) જેમ પુષ્ટ પાંખવાળા સુંદર મોરો પણ ગરુડની ચાલે ચાલી શકતા નથી તેમ સુનિશ્ચિત જ્ઞેય પદાર્થોના નિશ્ચયવાળા પ્રકૃષ્ટ વાદીઓ તમારા મતને પહોંચવા સમર્થ નથી.

(૧૩) બીજાઓએ જે માર્ગ જાણ્યો નથી એવો આ છ જીવનિકાયનો વિસ્તાર આપે કહ્યો. એથી સર્વજ્ઞની પરીક્ષા કરવામાં સમર્થ એવા અમે આપને વિષે પ્રસન્નતાના ઉદયથી ઉત્સવવાળા સ્થિર છીએ

(૧૪) સ્વભાવસ્થ અને દૂધ સમ ઉજ્જ્વળ શોણિતવાળું શરીર, ને અન્યની અનુકંપાથી સફળ વચન એ બે જેને છે છતાં તમારા વિષે સર્વજ્ઞપણાના નિશ્ચયને નથી કરાવતા તે મનુષ્ય નથી.

(૧૫) જેમની નિષ્ઠાનો તાગ નથી એવા અને મજબૂત મનવાળા તમારા શિષ્યના શિષ્યો જે વેશ વિસ્તારે છે તે એક સમૂહમાં એકઠા થઈ ને પરવાદીઓના રાજાઓ પણ વિસ્તારતા નથી.

(૧૬) જો તમારા ખંડનમાં તત્પર જનો સંસારના વિકારોની વ્યવસ્થાને ન વિચારે તો શઠો, સજ્જનનોને પ્રિય એવો ઉત્સવ કાંઈ નથી એમ નિર્ભયપણે સમજાવે.

(૧૭) પોતાના પક્ષમાં જ માત્સર્યથી બંધાયેલા અને મનફાવતો પ્રલાપ કરનારા જેમ અન્યના શિષ્યો છે તેમ તમે કહેલા સૂત્રના યથાર્થ અર્થને કહેનારા તમારા શિષ્યો તેવા નથી એમાં આશ્ચર્ય શું છે!

(૧૮) નયના પ્રસંગથી અમાપ વિસ્તારવાળા, અનેક ભંગોની પ્રાપ્તિથી અર્થપુષ્ટ, સ્વાભાવિક મિષ્ટ પદોવાળા આગમ વચનોથી, હે જિનેન્દ્ર! તમે દરેક જનને સાક્ષાત્ રક્ષતા હતા તેમ રક્ષો છો.

(૧૯) વિશિષ્ટ આત્માઓને સહજ, વાસ્તવિક, તમારા માહાત્મ્યની વિશેષતારૂપ તમારી વાણી મોહથી વિચિત્ર પશુઓના મન સુધી પહોંચીને પ્રકાશે છે.

(૨૦) પરસ્પર દ્વેષવાળા, કાર્ય–કારણ ભાવની તર્કણામાં જ રચ્યાપચ્યા પ્રવાદીઓ આ અસત્ જ છે ને સત્ જ છે એવા એકાન્ત વચનરૂપ વિષકંટકોને પાથરે છે, તેઓ અનેકાન્તના કલ્યાણકારી વચનવાળા આપને પ્રાપ્ત કરી શકતા નથી.

(૨૧) અમુક પદાર્થો સ્વભાવે નિત્ય છે અને અમુક ક્ષણિક છે; એમ વદનારા, અને નાના મોટા શરીર જોનારા સમ્યગ્ મતિવાળા નથી એ પ્રમાણ, હે મુનિ! આપે અનેકાન્તથી પ્રેરાયેલુ પ્રતિપાદન કર્યું છે.

(૨૨) બીજાઓ મુખમાં વિશ્વ છે, ધર્મો જુદા જુદા છે એમ કહે છે અને તેમાં જ ગૌરવ લે છે પણ, હે વીર! તમે તો જે મુખે જેવું કહ્યું તેવું જ તમારા સંતોએ સ્વીકાર્યું છે ( જગત્ એ મુખ છે એમ ધર્મના વિવેકને અન્યો કરે છે. )

(૨૩) એકાન્તે શરીરને પીડાકારી એવા તપ અને વ્રતના અનુબંધોથી તથા શ્રુતસંપત્તિથી પણ તમારા વચનને સમજવામાં સુકુમાર મતિવાળાને લાંબા કાળે પણ મુક્તિ મળતી નથી.

(૨૪) રાગની નિર્ભર્ત્સના કરનારું આવું યંત્ર અન્ય દૃષ્ટિઓએ ચલાવ્યું નથી અને જાણ્યું નથી. જેમ, આ અન્તઃકરણની ઉપયોગવાળી સ્થિતિ અને બાહ્ય વિવિધ પ્રકારનું વિકટ આસનવાળું તપ ( એ રાગને હઠાવનાર યંત્ર છે )

(૨૫) જો સુખ વિરાગરૂપ કારણનું કાર્ય ન હોય તો તે કાંઈ નથી એમ અમે માની

રહ્યા છીએ, અથવા સ્પષ્ટપણે વૈરાગ્ય જ જો સુખનું નિમિત્ત છે, તો તે તમારા સિવાય બીજે નથી, કારણ કે સંપૂર્ણપણે વૈરાગ્ય તમારામાં જ છે.

(૨૬) કર્મ કર્તાને છોડીને રહેતું નથી. જે કર્તા છે તે જ ફળને ભોગવે છે, તે પુદ્ગલની આકૃતિરૂપ કર્મનું ફળ આઠ પ્રકારનું છે. આ વાત તમે જે પ્રમાણે કહી છે તેવી પૃથ્વીમાં બીજા કોઈએ કહી નથી.

(૨૭) કેવળ મનથી વચનથી કે કાયાથી જુદું જુદું કરાતું કર્મ શુભ કે અશુભ ઉત્કૃષ્ટ ફળને આપનારું નથી; એ તમે જે પ્રમાણે સમજાવ્યું છે તેથી જ વિચારપૂર્વક પ્રવૃત્તિ કરનારા સંતપુરુષો, હે શરણ્ય! તમારા વિષે નાથ બુદ્ધિવાળા છે.

(૨૮) સત્ત્વનું સ્વરૂપ કોપાદિથી સર્વથા રહિત નથી તેમ કોપાદિથી સર્વથા યુક્ત નથી પણ પરિણામલક્ષણ છે; એમ તમે કહ્યું છે તે, હે વીર! તમારા વિશિષ્ટ બોધને જણાવે છે.

(૨૯) જ્ઞાન વગરની નિષ્ફળ ક્રિયાને અને ક્રિયા વગરની મોટી જ્ઞાનસંપત્તિને નિરર્થક સમજાવતા આપે ક્લેશસમૂહની શાંતિરૂપ મોક્ષનો માર્ગ સ્પષ્ટ ને શુદ્ધ આલેખ્યો છે.

(૩૦) અમને ખરેખર નિશ્ચિત છે કે પરતંત્રની યુક્તિઓમાં જે કાંઈ સારી ઉક્તિઓની સંપત્તિ વિલસે છે તે તમારા જ પૂર્વશ્રુતરૂપ મહાસમુદ્રમાંથી જન્મેલા વચનબિન્દુ-કણો છે. તેથી જ, હે જિન! તે જગતને પ્રમાણ છે.

(૩૧) સૌધર્મેન્દ્રથી લઈને સર્વાર્થસિદ્ધિના પરમ દેવો સુધીના દેવોને તમે નાના મોટા એમ તરતમરૂપે જોયા છે, તેથી તમારા યોગ અને આગમથી મુગ્ધ શક્તિવાળા આત્માઓ દેવલોકમાં જન્મ લેવાથી જન્મેલા માનને પણ ત્યજે છે.

(૩૨) જગત્ એક સ્વરૂપ નથી, છતાં તમને એકસાથે અનન્ત વિષયવાળું આ પ્રત્યક્ષ છે, પણ તમે કોઈ પણ (સંસારી) ને પ્રત્યક્ષ નથી, તેથી વિદ્વાનોની અચિંત્ય પ્રકૃતિની રસ-સિદ્ધિનું આ (ગુણકથાનુ ગાન) દ્વાર છે એમ વિચારીને અમે પણ ગુણકથામાં ઉત્સુક થયા છીએ.

આ બત્રીશીનો ગૂર્જર-ભાવ વિચારવાથી ખ્યાલ આવશે કે એ ભાવ શ્રી. સિદ્ધસેનના મૂળ શબ્દોમાં કેટલો ગંભીરપણે યોજાયેલ હશે.

આ બત્રીશીઓ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિજીને પ્રેરક બની છે. તેઓશ્રીએ આના અનુકરણ રૂપે બે બત્રીશીઓ રચી છે. તેમાં તેઓશ્રી સ્પષ્ટ ઉલ્લેખ કરે છે કે—

"क्व सिद्धसेनस्तुतयो महार्था, अशिक्षितालापकला क्व चैषा"

તેઓશ્રીનો આ ઉલ્લેખ જેમ પોતાની વિનમ્રતાનો સૂચક છે તે જ પ્રમાણે શ્રી સિદ્ધસેનની સ્તુતિઓનુ યથાર્થ મૂલ્યાંકન કરનારો છે

આ બત્રીશીઓ ઉપર ટીકા રચવાનું ભગીરથ કાર્ય ચાલે છે, તેમાં યથાસાધ્ય ગ્રંથકારનો આશય વ્યક્ત કરવા માટે પૂરતો શ્રમ કરાય છે, છતાં-ક્યાં તે સ્તુતિઓની ગંભીરતા અને ક્યાં ભાવોદ્ઘાટનની સ્વલ્પશક્તિ! તોપણ નહિ ખેડાયેલ આ માર્ગમાં કરાતો પ્રયત્ન અનેકને પૂરક બનશે એવી અભિલાષા સ્થાને છે*

* **ટિપ્પણ**. આ લેખ અમને મળ્યો એ જ સમયે પૂ આ. શ્રી. વિજયલાવણ્યસૂરીશ્વરજીએ આ દ્વાત્રિંશિકા ઉપર રચેલી 'કિરણાવલી' નામની વિવૃતિ અને તેના ઉપર પૂ. પં. શ્રી. સુશીલવિજયજી-એ કરેલા ભાષા-અનુવાદ સાથેની પુસ્તિકા મળી છે મતલબ કે, એક જ દ્વાત્રિંશિકા ઉપર બને પન્યાસ મુનિરાજોએ લગભગ સમકાળે જુદે જુદે સ્થળે રહીને અનુવાદ કરવાનો પ્રયત્ન સેવ્યો છે; એ જોતાં પૂ. આ શ્રી. સિદ્ધસેનસૂરીશ્વરજીના ગહન ગ્રંથો લોકભોગ્ય થતા જશે એવી આશા રખાય છે. **તંત્રી**



# જીવન શોધનનાં સોપાન સંબંધી

## જૈન તેમજ અજૈન મંતવ્યો

લેખક:—પ્રો૰ શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

[ ગતાંક: વર્ષ ૧૭. અંક ૧૨થી ચાલુ ]

[ ૩ ]

### ક્ષપક-શ્રેણિ

**અધિકારી**—આ શ્રેણિના અધિકારી વિષે આપણે પૃ.  માં ઉલ્લેખ કરી ગયા.

**વિશેષતા**—ઉપશમ-શ્રેણિ પર આરૂઢ થનારી વ્યક્તિ ક્રોધાદિને એનું જોર બતાવતાં રોકે છે, જ્યારે ક્ષપક-શ્રેણિનો આશ્રય લેનારી વ્યક્તિ એને સુષુપ્ત અવસ્થામાં પણ ન રહેવા દેતાં એનું પૂરેપૂરું નિકંદન કાઢે છે. પારિભાષિક શબ્દોમાં કહું તો ઉપશમ-શ્રેણિનો આશ્રય લેનાર ક્રોધાદિના ઉદયને રોકે છે તો ક્ષપકશ્રેણિએ આરૂઢ થયેલ એ ઉદયને જ નહિ પણ એની સત્તાને-એની નિષ્ક્રિય વિદ્યમાનતાનો પણ નાશ કરે છે, અને તેમ કરી એના પંજામાંથી સદાને માટે મુક્ત બને છે-એના ઉપર સર્વાંશે વિજય મેળવે છે.

**ચારનો સંહાર**—ક્ષપક-શ્રેણિએ આગળ વધનાર સૌથી પ્રથમ યથાપ્રવૃત્તિ આદિ ઉપર્યુક્ત ત્રણ કરણો વડે અનંતાનુબંધી કષાયોનો સર્વથા નાશ કરે છે. ત્યાર બાદ એ દર્શન-મોહનીયની ત્રણે પ્રકૃતિનો ક્રમશ સંહાર કરે છે. જો એમ કરવા માટે એની પાસે પૂરતું આયુષ્ય ન હોય અર્થાત્ મિથ્યાત્વના સંહારરૂપ આ કાર્ય પૂરું કર્યા પૂર્વે એનું મૃત્યુ થાય તો ફરીથી એ અનંતાનુબંધી કષાયો બાંધવા જેવી અધમ દશાને પામે, કેમકે મિથ્યાત્વનું બીજ હજી બળી ગયું નથી-એ મોજૂદ છે

ક્ષપક-શ્રેણિએ આરૂઢ થતાં પહેલાં જો અન્ય ગતિનું આયુષ્ય બાંધી દીધું હોય અને સાત મોહનીય પ્રકૃતિનો નાશ થયા બાદ તરત જ મૃત્યુ ન પામે તો જે ઉચ્ચ સ્થિતિ સુધી એ પહોંચ્યો હોય તેટલેથી જ એ સંતોષ માને અને ટૂંક સમય માટે તો અન્ય દુશ્મનોનો નાશ કરવા માટે એ કશો પ્રયત્ન કરે નહિ એને લઈને એને મુક્તિ મેળવવા માટે ત્રણ ચાર ભવ કરવા પડે.

જો આયુષ્યનો બંધ કર્યા પૂર્વે એ આ શ્રેણિ પર આરૂઢ થયો હોય તો સાત મોહનીય પ્રકૃતિનો નાશ કર્યા બાદ એ અવશિષ્ટ મોહનીય પ્રકૃતિનો સંહાર કરવા પૂરી તૈયારી કરે છે. આ માટે એ સૌથી પ્રથમ ઉપર્યુક્ત ત્રણ કરણો કરે છે. પ્રથમ કરણ 'અપ્રમત્ત-સંયત' ગુણસ્થાનમાં અને બીજાં બે એના નામરાશિ ગુણસ્થાનોમાં એટલે કે 'અપૂર્વકરણ' અને 'અનિવૃત્ત' ગુણસ્થાનમાં કરાય છે.

**આઠનો ક્ષય**—અપૂર્વકરણરૂપ કરણ ચાલુ હોય તે દરમ્યાન ચારે પ્રકારના અપ્રત્યાખ્યાનાવરણ અને ચારે પ્રકારના પ્રત્યાખ્યાનાવરણ કષાયોનો એમ આઠનો એ સમકાળે સંહાર કરે છે. આ સંહારનું કાર્ય અડધું થઈ રહે એટલે એ 'દર્શનાવરણ' કર્મની[1] ત્રણ અધમાધમ પ્રકૃતિઓનો નાશ કરે છે અને નરક-ગતિ તિર્યંચગતિ વગેરે તેર નામ-કર્મનો પણ સંહાર કરે છે.

આટલું કાર્ય સિદ્ધ થતાં એ કષાયોના સંહારનું કાર્ય એણે અડધું બાકી રાખ્યું હતું તે પૂરું કરે છે.

**નોકષાયોનો નાશ**—આ કાર્ય કર્યા પછી, ઉપશમ-શ્રેણિએ આરૂઢ થનાર પુરુષે જે ક્રમે નવ નોકષાયોને દબાવી દીધા હતા એ જ ક્રમે એ એનો વિનાશ સર્જે છે. સ્ત્રી અને નપુંસક માટે ઉપશમ-શ્રેણિના નિરૂપણમાં જે ક્રમ દર્શાવાયો છે તે જ ક્રમ આ ક્ષપક-શ્રેણિએ આરૂઢ થનાર સ્ત્રી અને નપુંસકને અંગે ઘટે છે.

**ત્રણનો ક્ષય**—ત્યાર બાદ એ 'સંજ્વલન' નામના ક્રોધ, માન અને માયાનો એમ ત્રણનો ક્ષય કરે છે.

**સંજ્વલન લોભનો સંહાર**—આટલું કાર્ય થઈ રહે એટલે એ 'અનિવૃત્તિ ગુણસ્થાન' છોડીને એથી આગળના-'સૂક્ષ્મ સંપરાય' નામના દસમા ગુણસ્થાને આરૂઢ થાય છે. એ ગુણસ્થાને રહીને એ સંજ્વલન-લોભના ત્રણ ભાગો કરી પહેલા બેનો આત્યંતિક નાશ કરી, ત્રીજા ભાગના સંખ્યેય ખંડો કરી એ દરેક ખંડનો અનુક્રમે સંહાર કરતો કરતો છેલ્લા ખંડના સંહારની નોબત વાગતાં એ એના સંખ્યેય ટૂકડા કરે છે અને પ્રત્યેક સમયે એકેકને રામશરણ કરે છે.

આ પ્રમાણે કષાયના છેલ્લા અંશનો પણ નાશ થતાં કોઈ કષાયનો નાશ કરવો બાકી રહેતો નથી. આ સ્થિતિએ પહોંચવું એટલે ક્ષપક-શ્રેણિના લગભગ છેલ્લા પગથિયે જઈ પહોંચવું. હવે આ જીવ 'ક્ષીણ-કષાય' તરીકે—સાચા વીતરાગ તરીકે ઓળખાય છે.

એણે દસમા ગુણસ્થાનથી ઠેકડો મારી બારમું 'ક્ષીણમોહ' નામનું ગુણસ્થાન પ્રાપ્ત કર્યું છે.

આ 'ક્ષીણ-મોહ' નામના બારમા ગુણસ્થાનના ઉપાંત્ય સમયમાં એ નિદ્રા અને [2]પ્રચલાનો સંહાર કરે છે, એને અંત્ય સમયમાં જ્ઞાનવરણની પાંચે પ્રકૃતિનો, દર્શનાવરણની અવશિષ્ટ [3]ચાર પ્રકૃતિનો અને અંતરાયની [4]પાંચે પ્રકૃતિનો સમકાળે સંહાર કરે છે. તેમ થતાં એ 'સયોગિ-કેવલી' બને છે અર્થાત્ સર્વજ્ઞ બને છે. એ 'સયોગિ-કેવલી' નામના તેરમે ગુણસ્થાને આરૂઢ થાય છે. પછી આયુષ્ય-કર્મ ભોગવવાનું બાકી રહે ત્યાં સુધી એ

---

૧. નિદ્રાના પાંચ પ્રકારો છે. તે એની તરતમતા ઉપર આધાર રાખે છે. એ એકેકથી ગાઢ છે, એનાં નામો નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ છે. ઊંઘમાં ને ઊંઘમાં ઊઠીને ખૂબ કામ કરે છતાં ખબર ન પડે એવી ઊંઘ તે 'સ્ત્યાનર્દ્ધિ' છે.

૨. ઊભા ઊભા કે બેઠા બેઠા જે ઊંઘ આવે તે 'પ્રચલા' કહેવાય છે.

૩. આ પ્રકૃતિઓ ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવલદર્શન એ ચારનાં આવરણરૂપ છે.

૪. દાન દેવામાં, લાભ લેવામાં, ભોગ ભોગવવામાં, ઉપભોગ ભોગવવામાં અને પુરુષાર્થ કરવામાં આ વિઘ્નરૂપ છે.

'સર્વ જીવનમાં માનવજીવન ઉત્તમ! ત્યાગ ને તપશ્ચર્યા, પ્રાયશ્ચિત્ત ને પ્રેમ જીવનનાં અમૃત છે! એ અમૃત પામવા દેવો પણ માનવનો ભવ ઇચ્છે છે!'

રોહિણેય : ઓહ રોહિણેય! આ સુખદ પળોમાં એ યાદ તો વીસરી જા! સ્વર્ગમાં પણ આ વિડંબના! રે! ભૂંડી અવળચંડી તારી યાદશક્તિ!

[ માથા પર હાથ પછાડે છે ]

રો૦ : અરેરે! મસ્તક તોડી નાખે, મગજમાં વજ્રલેખ થયેલા એ સ્વરો જતા નથી. એ સ્વરો......મનુષ્ય માત્ર સમાન, ન કોઈ ઊંચ–ન કોઈ નીચ. કર્મે બ્રાહ્મણ કર્મે ક્ષત્રિય, કર્મે વૈશ્ય, કર્મે શૂદ્ર. જન્મનું કોઈ મહત્ત્વ નહિ, સાધનાની સિદ્ધિ દેવ પણ-મનુષ્ય–જન્મ ઇચ્છે માનવતા મુક્તિનું દ્વાર દેવોની દેહને માનવદેહની જેમ પડછાયો હોતો નથી.

[ રોહિણેય અટકે છે! દેવોની દેહને પડછાયો હોતો નથી, એમ બે-ચારવાર બોલે છે. ]

રો૦ : શું કહ્યું'તું શ્રમણ મહાવીરે? દેવોની દેહને પડછાયો હોતો નથી અને આ દેવાગનાઓના તો પડછાયાઓ પડે છે

રો૦ : શું આ સ્વર્ગ જૂઠું? ના, ના ભલે જૂઠું હોય તોય મીઠું! ના, ના, મહામંત્રી અભયકુમાર બુદ્ધિનો ભંડાર છે. મને ફસાવવા માટે એણે આ સ્વર્ગ કાં રચ્યું ન હોય? શ્રમણ મહાવીર માટે બીજુ ગમે તે કહીએ, એ અસત્ય ન વદે. ચેતી જા, રોહિણેય! નહિ તો સંસાર તને બુધ્ધુ કહેશે! તારી જીત હારમાં પલટાઈ જશે

[ ગીત પૂરુ થાય છે મદનિકા આવે છે. ]

મદનિકે : કાં સ્વામી! ગીત કેવુ રસાળ?

રોહિણેય : અતિ રસાળ!

મનોરમે : સ્વામી, ચાલો અમારી સાથે વિહાર કરવા. પણ હાં, હજી એક વિધિ બાકી છે. પૃથ્વીલોકના પુણ્યાત્મા! તમે તમારુ પૃથ્વીલોકનું નામ–ઠામ ને ધંધો વગેરે અમને કહો.

રોહિણેય : હો, હો હજીય નામની જગ્યા બાકી રહી છે? નામ તે બીજું શુ? (થોડીવાર અટકીને) મારું નામ શંબલ. ધંધે કણબી, કોઠીએ કાણું, કોથળીએ ન મળે નાણું. બાર છોકરાં ને બે બૈરા. બે વીઘા જમીન ગીરો. બે વીઘાં પડતર ને એક વીઘો ખેડેલી!

[ મગધરાજ બિંબિસાર આવે છે. તાળી બજાવે છે ]

મગધરાજ : સુંદરીઓ, તમારું નાટક પૂરુ કરો.

[ સુંદરીઓ વિદાય લે છે. ]

મગધરાજ : ( રોહિણેયની પીઠ થાબડીને ) નવજવાન! મગધનું સિંહાસન તને મુક્ત કરે છે. મગધનો ન્યાય, શંકાનો લાભ તને આપે છે. તું છૂટો છે તારી મરજી પડે ત્યાં ચાલ્યો જા!

રોહિણેય : જાઉં, પણ મારા પગ ઊપડતા નથી

મગધરાજ : શા માટે?

રોહિણેય : જેના એક વાક્યે મને બચાવ્યો, એની શરણમાં. હુ જીવનદ્રોહી છું. સત્યદ્રોહી છું — સમાજદ્રોહી છું. મને ભલા થઈને શ્રમણભગવાન મહાવીરની વાટ બતાવશો? મારા પરમ ઉપકારીનો પંથ બતાવશો? હુ જાહેર રીતે કહું છુ 'માણુસ માત્ર સમાન. કર્મ જ માણુસને ઊંચ–નીચ બનાવે છે. શૂદ્રો વેરનો પંથ છોડી દે, દ્વિજો તિરસ્કારનો ભાવ મૂકી દે પ્રેમપંથ એ જ સાચો પંથ છે! નમો તિથ્થસ્સ! જાઉ છુ, વેરનો પંથ છોડી પ્રેમપંથનો જોગી બનવા જાઉ છું!'

[ રોહિણેય ચાલ્યો જાય છે એનો કદાવર દેહ ધીરે ધીરે ક્ષિતિજમા મળી જાય છે ]

# પાપ ને પુણ્ય

લેખક :—શ્રીયુત વસંતલાલ કાંતિલાલ ઈશ્વરલાલ બી. એ.

તત્ત્વાર્થસૂત્રમાં આવે છે—**कायवाङ्मनःकर्मयोगः । स आस्रवः । शुभः पुण्यस्य । अशुभः पापस्य ।** એટલે મન વાણી ને કર્મની ક્રિયા તે યોગ છે, તે આશ્રવ છે, શુભ મન વાણી ને કર્મની ક્રિયાથી પુણ્ય બંધાય છે અશુભ મન વાણી ને કર્મની ક્રિયાથી પાપ બંધાય છે. પણ આ યોગ શુભ છે કે અશુભ તેનો નિર્ણય કેવી રીતે કરવો ? જે ક્રિયા પાછળ શુભ હેતુ હોય તે યોગ શુભ. જેની પાછળ અશુભ હેતુ તે યોગ અશુભ. ખરી રીતે તો આ શુભ યોગ તે જ પુણ્ય છે ને અશુભ યોગ તે જ પાપ છે.

માનવી ધાર્મિક બને છે ત્યારે પદાર્થોને ઓળખવાની નવી દષ્ટિ તે મેળવે છે. તે વસ્તુ સુંદર છે કે અસુંદર, સુખકારક છે કે દુઃખકારક, પ્રિય છે કે અપ્રિય તે દષ્ટિએ નથી વિચારતો. તે તો જુવે છે કે વસ્તુ પુણ્યમય છે કે પાપમય. પાપમય એટલે વિકાસવિરોધક. પુણ્યમય એટલે વિકાસસાધક. પુણ્ય–પાપનો ખરો આ જ અર્થ છે. કપિલવસ્તુના સિદ્ધાર્થ-કુમારને જ્યારે રાજસેવકોએ વધામણી આપી કે તેને ત્યાં પુત્ર અવતર્યો છે ત્યારે સિદ્ધાર્થ નિઃશ્વાસ નાખી બોલી ઊઠયા કે મારે એક વધુ બંધન તોડવું પડશે. સિદ્ધાર્થ માટે તો પુત્રજન્મ પણ બંધનરૂપ– વિકાસરોધક ને પાપરૂપ હતો આનુ નામ ધાર્મિક વિચારણા. ગ્રીક ફિલસૂફ ડાયોજીનીસને લોકોએ ભવ્ય ને વિરાટ પ્રદર્શન જોવા આમંત્ર્યો. આખું પ્રદર્શન જોઈ રહ્યા પછી અભિપ્રાય માગતા લોકો સમક્ષ ડાયોજીનીસ બોલ્યો કે—"આજ સુધી મને ખબર નહોતી કે દુનિયામાં ડાયોજીનીસ માટે તદ્દન નકામી એવી આટલી બધી વસ્તુઓ છે." તદ્દન નકામી એટલે જીવનસાધનમાં પ્રતિકૂળ વસ્તુઓ. જીવનસાધનમાં પ્રતિકૂળ એટલે પાપરૂપ. ડાયોજીનીસ માટે આખું પ્રદર્શન પાપરૂપ હતુ. ચૌલાદેવી ભીમદેવ બાણા-વળીના પાટણની મહારાણી બની છતાંય તેને તે રાજપાટ પાપરૂપ લાગ્યુ અને તે તો સોમ-નાથના મંદિરની નર્તકી જ બનવાનું પસંદ કરી રહી. ચૌલાદેવીને મહારાણીની વિલાસસમૃદ્ધિ મહાદેવભક્તિમાં વિઘ્નરૂપ લાગી તેથી રાજપાટ તેને માટે પાપરૂપ બન્યાં. ધ્યેયસિદ્ધિમાં જે કાંઈ પ્રતિરોધક તત્ત્વો હોય તે પાપરૂપ છે એમ મહાસત્ત્વો સમજે છે. ક્ષિતિમોહનસેને 'તંત્રની સાધના' નામની પુસ્તિકા લખી છે તેમાં કુલાર્ણવતંત્ર, ગંધર્વતંત્ર વિ. તંત્રોમાંથી સુંદર વિચારો મૂકયા છે. તેમા એક વાકય એવું છે કે—"સત્યનું દર્શન થાય પછી સ્ત્રીઓ પણ પુણ્યરૂપ બને છે." શું સ્ત્રી પુણ્યરૂપ કોઈ પણ માટે બની શકે ખરી ? જ્યારે સત્યનું દર્શન થયું છે પછી પુરુષ કે સ્ત્રીરૂપે નહી પણ સર્વસામાન્ય આત્મારૂપે જ બધાને જોવાય છે. વિકાસયાત્રામાં સહભાગી તરીકે સ્ત્રીના આત્માને જોવાય છે. એ વચન બહુ સાચુ લાગતુ નથી, છતા સ્ત્રી પણ પુણ્યરૂપ બની શકે છે. ગૃહસ્થ જીવનમાં સ્વપત્ની એ પુણ્યરૂપ છે. સાધુજીવનમાં સ્વપત્ની પણ પાપરૂપ છે જેમ ચાલવાનું શીખતા બાળક માટે ચાલણગાડી પુણ્યરૂપ છે, તેમ ગૃહસ્થ માટે સ્વપત્ની પુણ્યરૂપ છે તેના વિકાસમાં સહાયક છે.

પણ આજે આપણે પુણ્ય–પાપના બહુ સંકુચિત અર્થ લઈ લીધા છે. ગાયના શીંગડાં વચ્ચે પંપાળવામાં પુણ્ય છે કોઈ કહેશે પંખી માટે ઠીકરામાં પાણી ભરી રાખવામાં પુણ્ય છે. કોઈ કહેશે ફાનસની ચીમની પર ચઢતા મંકોડા ઉતારવામાં પુણ્ય છે. આવી નાની વાતોમાં આપણે પાપપુણ્ય કલ્પી લીધુ પણ જીવનના આધારભૂત વિશાળ પ્રશ્નોને આપણે

પાપપુણ્યની ચર્ચાથી પર રાખ્યા છે. ધંધાની લેવડદેવડમાં કે નોકરો સાથેની વર્તણૂકમાં કે એવા હજારો–નાના મોટા પ્રશ્નોમાં આપણે પુણ્ય ને પાપની વાતોમાં મૌન જ સેવ્યું છે. ધાર્મિક દૃષ્ટિએ તેમજ વ્યવહારિક દૃષ્ટિએ પણ સ્વીકાર્ય એવી પાપ–પુણ્યની વ્યાખ્યા લેવી હોય તો તુલસીદાસે લખેલ કડી ઉપયોગની થઈ પડશેઃ—

"પરપીડા સમ અઘ નહીં ભાઈ,
પરહિત સમાન ધરમ નહીં ભાઈ!"

**અર્થ**ઃ—પારકાને પીડા કરવા જેવું પાપ નથી. પારકાનું હિત કરવા જેવુ કોઈ પુણ્ય નથી. આ છે તુલસીદાસની પાપ–પુણ્યની વ્યાખ્યા આત્મવિકાસની ખૂબ ઊંચી ભૂમિકા પર આ વ્યાખ્યા સાંકડી પડે છે ત્યાં તો સ્વદ્રવ્યગુણપર્યાય પુણ્યરૂપ છે, પરદ્રવ્યગુણપર્યાય પાપ-રૂપ છે. જેવી રીતે આપણે પાપ–પુણ્યને જીવનના અગત્યના પ્રશ્નોથી વેગળા રાખી નુકસાન કર્યું છે તેવી રીતે પાપ-પુણ્યને વધુ પડતુ મહત્ત્વ આપીને પણ નુકસાન કર્યું છે. પાપનો ડર સારો છે પણ વધુ પડતો ડર તે નુકસાનકારક છે. પુણ્યનો લોભ સારો છે પણ વધુ પડતો લોભ એ ખરાબ છે આપણું ધાર્મિક હૃદય પાપના ડર ને પુણ્યના લોભના બે રોગોથી સડી ગયું છે. આપણી સર્વ ક્રિયાઓ પાછળ કાંતો પાપનો ડર હશે ને કાંતો પુણ્યનો લોભ હશે–ધ્યેયનું આકર્ષણ હોવું જોઈએ તે નહી હોય. આનું નામ આધ્યાત્મિક શૂન્યતા. અરબસ્તાનની સ્ત્રી–સંત રાબિયા જેમ આપણે પ્રાર્થવુ જોઈએ કે–"હે પ્રભુ નરકના ડરથી મેં તમને પૂજ્યા હોય તો નરક જ મારી ગતિ થાવ. ને સ્વર્ગના લોભથી પૂજ્યા હોય તો સ્વર્ગ મારે હરામ છે. મારે તો તું પોતે જ પૂરતો છે." આપણી સર્વ ધાર્મિક ક્રિયાઓની પાછળ આ ભાવના હશે તો જ આપણે પાપ–પુણ્યથી પર થઈશું. આત્મા તો પાપથીયે દૂર છે ને પુણ્યથી યે ઘણો દૂર છે. એઉનો પાર પામ્યે જ છુટકો.

તત્ત્વાર્થસૂત્રે અશુભ યોગને પાપ ગણાવ્યું છે આ અશુભ યોગ કેવી રીતે ટળે? બર્ટ્રાન્ડ રસેલ "Sense of sin" "પાપવૃત્તિ" નામના પ્રકરણમાં આનો ઉપાય બતાવે છે. તે મહાન ફિલસુફ લખે છે કે અશુભ યોગ ટાળવા માટેનો ઉપાય વિચારશક્તિ છે. "Rationality" છે. આપણે માનીએ છીએ કે બુદ્ધિથી હૃદયની ઊંડી ને ઉમદા લાગણીઓનો ઘાત થાય છે. આનું કારણ બુદ્ધિ વિષેની ગેરસમજ છે ખરી રીતે તો બુદ્ધિ એટલે કે સચેત વિચારશક્તિ દ્વારા દુર્વાસનાઓ ને અશુભવૃત્તિઓનું તેજ હણી શકાય છે, તેઓનું બળ ઓછું કરી શકાય છે. અશુભયોગની અશુભતા વિચારશક્તિથી હણી શકાય છે. પણ એ વિચારશક્તિ સચેત જોઈએ એ વિચાર જીવતો–તેજસ્વી–જોઈએ. Creative thought જોઈએ. વિચારશક્તિનું ધ્યેય આંતરવિકાસ હોય ત્યારે વિચાર સચેત થાય છે વિચારશક્તિ સાથે વિકાસની ભાવના ભળવી જોઈએ. આ વિકાસની ભાવનાને બર્નાડ શૉ Erolutionary appetite ઉત્ક્રાંતિની ભૂખ કહે છે. શૉની આવી ઉત્ક્રાંતિની ભૂખ વગરની વિચારશક્તિ સચેત નહિ પણ નિર્જીવ હોય છે તેથી કેવળ તર્કશીલ હોય છે કેવળ તર્કશીલ વિચાર-શક્તિથી અશુભ યોગની અશુભતા ટળતી નથી રવિન્દ્રનાથ ટાગોર સાચુ લખે છે કે—"A mind all logic is knife all blade-it bleeds the hand that uses it" અર્થ—કેવળ તર્કશીલ માનસ તે હાથા વગરના ચપ્પુ જેવુ છે–જે હાથ તેને વાપરે છે તેમાથી લોહી નીકળે છે, નિર્જીવ વિચારોથી કાંઈ નહીં થાય સચેત Creative વિચાર-શક્તિથી અશુભયોગની અશુભતા ટળશે ને પાપ જીતાશે.

# સમરાઇચ્ચ કહા

[ પરિચય ]

લેખક —પૂજ્ય પં. શ્રી ધુરંધરવિજયજી

ચૌદસો ચુંમાલીસ ગ્રન્થના કર્તા શ્રી. હરિભદ્રસૂરિજી મ. ની કલમથી લખાયેલી 'શ્રીસમરાદિત્યકથા' કથાગ્રન્થોમા અપૂર્વ અને અજોડ સ્થાન ધરાવે છે. શ્રી હરિભદ્રસૂરિજી મ. જેટલું સંસ્કૃત ભાષા ઉપર પ્રભુત્વ ધરાવતા હતા તેટલું જ કે તેથી પણ વિશેષ પ્રભુત્વ પ્રાકૃત ભાષા ઉપર ધરાવતા હતા. તેઓશ્રીને આગમ અને ન્યાય ( દાર્શનિક ) વિષયોનું અગાધ જ્ઞાન હતું એ તેમના તે તે ગ્રન્થો જોતાં સ્પષ્ટ જણાય છે. પણ સાહિત્યના વિષયમાં તેમનો અગાધ તલસ્પર્શી પ્રવેશ હતો તેનું ભાન તો ' સમરાઇચ્ચિ કહા ' કરાવે છે. ' અનેકાંતજયપતાકા ' જેવા કર્કશ તર્કગ્રન્થ ગૂથનારા આવુ પ્રસન્ન અને રસમય સર્જન કરે શકે છે એ ખ્યાલ સમરાઇચ્ચિ કહા જોતાં આવે છે.

આ કથાની ઉત્પત્તિનો સામાન્ય ઇતિહાસ એવો છે કે પૂ આ. શ્રી. હરિભદ્રસૂરિજી મ. ના બે ભાણેજો હસ અને પરમહંસ નામના હતા, તેઓને દીક્ષા આપ્યા બાદ બૌદ્ધ દર્શનનાં રહસ્યભૂત તત્ત્વો જાણવા માટે બૌદ્ધો પાસે મોકલ્યા વખત જતાં વાત ખુલ્લી પડી ગઈ કે આ બન્ને જણુ આપણાં રહસ્યો જાણવા માટે આવ્યા છે. બન્ને જણા ત્યાંથી નાસી છૂટયા, બૌદ્ધો પાછળ પડ્યા. છેવટે બન્નેનું અકાળે અવસાન થયું. આ હકીકત આચાર્યશ્રીના જાણવામાં આવતાં તેમને પારાવાર ક્રોધ વ્યાપી ગયો ને બધા બૌદ્ધોને એક સાથે કડાઈમાં કડકડતા તેલમાં તળી નાખવાનો સંકલ્પ કર્યો. આ સંકલ્પની આચાર્યશ્રીના ગુરુજીને જાણ થતાં તેમણે સમરાદિત્ય ચરિત્રના વિપાકને સમજાવતી કેટલીક ગાથાઓ લખી મોકલી. તે વિચારતાં આચાર્યશ્રીનો ક્રોધ શમી ગયો પોતાના સંકલ્પ માટે તેઓશ્રી પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને તેના પ્રાયશ્ચિત્ત તરીકે ૧૪૪૪ ગ્રન્થની રચના કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. પોતાના આત્મઘાતક વિચારોને શમન કરનારી આ કથા તેઓશ્રીના જીવનની એક મુખ્ય-ઘટના બની ગઈ અને સાહિત્ય સૃષ્ટિમાં શિરોમણિભાવને ધારણ કરતી આ કથાસૃષ્ટિમાં પ્રકટ થઈ. શિષ્યોનો વિરહ થયો-તે પ્રસંગને અનુલક્ષી ગ્રન્થને અંતે ' વિરહ ' એવું પદ પ્રાયઃ ત્યાર પછી રચાયેલા તેઓશ્રીના ગ્રન્થમાં મળે છે. આ 'સમરાઇચ્ચિ કહા'ને અંતે પણ એ પદ આ પ્રમાણે છે.

जं विरइऊण पुण्णं, महाणुभावचरियं मए पत्तं ॥
तेण इहं भवविरहो, होउ सया भवियलोयस्स ॥

આ કથા લગભગ દસહજાર શ્લોક પ્રમાણ છેઃ સંક્ષેપમાં કથા વસ્તુ આ પ્રમાણે છે.

પ્રારંભમાં મંગલાદિ કરીને કથાના પ્રકારોનું સુન્દર સ્વરૂપ વર્ણવ્યું છે. સુન્દર પીઠિકા રચીને કથાનો અવતાર કર્યો છે. પીઠિકામાં—આ કથાની બીજભૂત ત્રણ ગાથાઓ કે જે પ્રાચીન છે તે આપી છે. તે નીચે પ્રમાણે છે.

गुणसेण-अग्गिसम्मा, सीहाऽऽणंन्दाय तह पियाउत्ता ॥
सिहि-जालिणि माइ-सुया, धण धणसिरितिमोय पइ-भज्जा ॥
जयं-विजया य सहोयर, धरणो लच्छीय तह पईभज्जा ॥
सेणं-विसेणा पित्तिय-उत्ता जम्मम्मि सत्तमए ॥

गुणचंदवाणमंतर, समराइच्चे गिरिसेणपाणो उ ॥
एक्कस्स तओ मोक्खो, बीयस्स अणन्तसंसारो ॥

આ નવ ભવનું વિસ્તારથી વર્ણન કરીને કથા નવ વિભાગમાં વહેચાયેલી છે. એક એક વિભાગમાં એક ભવનું વર્ણન આવે છે

પ્રથમભવ—ગુણસેન રાજપુત્ર છે અને અગ્નિશર્મા પુરોહિતપુત્ર છે. શરીરે અને સ્વભાવે વિચિત્ર પુરોહિતપુત્ર સર્વનું ઉપહાસપાત્ર છે. સંસારથી કંટાળીને તે તાપસ બને છે ને રાજપુત્ર રાજા થાય છે. ભવ્ય તપસ્વી તાપસના આશ્રમમા એકદા રાજા જઈ ચડે છે અને સર્વનો પરિચય મેળવતાં અગ્નિશર્માનો પણ પરિચય મેળવે છે. મહિનાને પારણે મહિનાના ઉપવાસનું તપ તપતા અગ્નિશર્માને જોઈ રાજાનું હૃદય ભક્તિથી આર્દ્ર બને છે ને તેમાં પણ એક જગ્યાએથી જ મળે તે જ વાપરવું. ન મળે ને ફેરો ખાલી જાય તો આગળ મહિનાના ઉપવાસ ચાલુ કરવા. આ સાંભળી રાજા ખૂબ જ ચકિત થાય છે પોતાને પારણાનો લાભ આપવા આગ્રહભરી વિજ્ઞપ્તિ કરીને રાજા પોતાને આવાસે આવે છે. પારણે અગ્નિશર્મા રાજાને ત્યાં જાય છે, દિવસોથી ઝંખતો રાજા તે જ દિવસે અવર્ણનીય માથાની વેદનાથી પીડાય છે—સર્વ પરિવાર રાજાની પરિચર્યામાં પડ્યો છે અગ્નિશર્મા થોડો સમય રોકઈને ચાલ્યો જાય છે. સ્વસ્થ થયા પછી રાજા તપાસ કરે છે ને ખૂબ જ ખિન્ન થાય છે આશ્રમે જઈને મનાવે છે ને આવતું પારણું પોતાને ત્યાં થાય એવું નક્કી કરીને આવે છે. બીજા પારણાને જ દિવસે રાજાને ત્યાં રાણીને પુત્રજન્મ થાય છે ને તે વ્યવસાયમાં પડેલો બધો પરિવાર આવેલા અગ્નિશર્માની સંભાળ લેતો નથી. પારણાનો દિવસ ચાલ્યો ગયો, તપસ્વી આવીને પાછા ફર્યાની રાજાને જાણ થતાં તેના પ્રશ્ચાત્તાપનો પાર રહેતો નથી. ફરીથી આશ્રમે જાય છે. પારાવાર પ્રયત્ને અગ્નિશર્માને મનાવીને ત્રીજી વખતનું પારણું પોતાને ત્યાં કરવાનું નક્કી કરીને આવે છે. ભવિતવ્યતાને બળે ત્રીજી વખત પારણાને જ દિવસે ક્ષણ ક્ષણની કાળજી રાખવા છતાં રાજાના નગર ઉપર શત્રુ ચડી આવે છે તેની સામે યુદ્ધ કરવા રાજાને જવું પડે છે આવ્યા એવા તપસી પાછા ફરે છે. અહીથી બાજી બગડે છે વેરનું બીજ અગ્નિશર્માના આત્મામાં વવાય છે. પોતાના ભૂતકાળને યાદ કરતો અગ્નિશર્મા રાજા પ્રત્યે ખૂબ જ ક્રોધે ભરાય છે ને ભવોભવ હુ આ વેરનો બદલો લઉં એવા સંકલ્પપૂર્વક યાવજજીવ આહારનો ત્યાગ કરે છે રાજા અને તાપસ વર્ગ એમને ખૂબ સમજાવે છે પણ હવે કાંઈ વળતું નથી. રાજા પ્રશમ ભાવ ધારણ કરીને આત્માને વાળે છે પોતાના વર્તન માટે તેને ઘણું જ લાગી આવે છે. આ પ્રથમ ભવથી જ બન્ને માર્ગો જુદા પડી જાય છે એક પ્રશમ ભાવમાં આગળ વધે છે ને અન્ય વિષમ ભાવમાં પ્રગતિ સાધતો જાય છે

આ વિભાગમા શ્રીવિજયસેન આચાર્ય મહારાજનું કથાનક સુન્દર વૈરાગ્યજનક આવે છે

આશ્રમો કેવા હોય, તાપસો કેવા હોય તેનુ હૃદયગમ વર્ણન પણ વિશિષ્ટ રીતે અહીં આપ્યું છે સમ્યકૃત્વથી આરભીને શ્રાવકધર્મ સાધુધર્મ યાવત્ ક્ષપકશ્રેણિથી માંડીને કેવળજ્ઞાન પ્રાપ્તિ સુધીનું યથાક્રમ વર્ણન ગુરુમહારાજના ઉપદેશમાં છે.

ભાષાપ્રવાહ એકસરખો આકર્ષક છે આગળ આગળ વાચવાનુ મન થયા જ કરે. છેવટે ગુણસેને ભાવેલી ભાવના ઘણી જ અસરકારક છે આરાધના માટે ઉપયોગી છે. એ રીતે પ્રથમ ભવ પૂર્ણ થાય છે.

[ અપૂર્ણ ]

# જીવન શોધનના સોપાન સંબંધી જૈન તેમજ અજૈન મંતવ્યો

લેખક :—પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ,

[ ગતાંકથી પૂર્ણ ]

**બૌદ્ધ** સાહિત્યમાં—એના પિટક નામના મૌલિક શાસ્ત્રોમાં આત્મવિકાસનું વર્ણન જોવાય છે. એમાં વ્યક્તિની નીચે મુજબ ૭ સ્થિતિઓ ગણાવાઈ છે:—(૧) અંધપુથુજ્જન, (૨) કલ્યાણપુથુજ્જન (૩) સોતાપન્ન (૪) સકદાગામી, (૫) ઔપપાતિક અને (૬) અરિહા.

પુથુજ્જન એટલે સામાન્ય મનુષ્ય. એને સંસ્કૃતમાં 'પૃથગ્-જન' કહે છે. **મજ્ઝિમ-નિકાય** (મૂળ પરિયાય, સુત્તવણ્ણના) માં પુથુજ્જનના અંધ-પુથુજ્જન અને કલ્યાણ-પુથુજ્જન એમ બે પ્રકારો દર્શાવાયા છે આ બંને પ્રકારના સામાન્ય પુરુષમાં સંયોજના અર્થાત્ બંધન તો દસે છે, પરતુ એ બેમાં ભેદ એ છે કે અંધ-પુથુજ્જન આર્યદર્શનથી રહિત છે—એને સત્સંગ થયો નથી, જ્યારે બીજાને એ લાભ મળેલો છે તેમ છતાં આ બંને મોક્ષમાર્ગથી તો પરાઙ્મુખ હોય છે.

મોક્ષમાર્ગને પ્રાપ્ત થયેલી વ્યક્તિઓના ચાર પ્રકાર છે:(૧) સોતાપન્ન, (૨) સકદાગામી, (૩) ઔપપાતિક અને (૪) અરિહા

જેણે દસ સંયોજના પૈકી ત્રણનો નાશ કર્યો હોય તેને 'સોતાપન્ન' કહે છે.

જેણે ત્રણ સંયોજનાનો નાશ કરી ત્યાર બાદની બેને શિથિલ બનાવી હોય તેને '**સકદા-ગામી**' કહે છે.

જેણે આ પાચે સયોજનાનો નાશ કર્યો હોય તેને 'ઔપપાતિક' કહે છે.

જેણે દસે સંયોજનાનો નાશ કર્યો હોય તેને 'અરહા' (સ. અર્હત્) કહે છે.

સોતાપન્ન વધારેમા વધારે સાત વાર મનુષ્ય-લોકમાં અવતરે છે. ત્યારબાદ એ અવશ્ય નિર્વાણ પામે છે.

'સકદાગામી' એક જ વાર મનુષ્યલોકમા અવતરે છે ત્યાર બાદ એ નિર્વાણ પામે છે.

'ઔપપાતિક' તો બ્રહ્મલોકમાથી જ નિર્વાણ પામે છે.

'અરહા' તે જ સ્થિતિમાંથી નિર્વાણ પામે છે. વ્યક્તિની અંધપુથુજ્જન ઈત્યાદિ જે ૭ સ્થિતિઓ ઉપર ગણાવાઈ છે તેમાંની પહેલી સ્થિતિ એ આધ્યાત્મિક અવિકાસનો કાળ છે. બીજી સ્થિતિમાં વિકાસ કરતાં અવિકાસની માત્રા વધારે છે. એ પણ અવિકાસ કાળ છે.

ત્રીજી સ્થિતિથી છઠ્ઠી સુધીની સ્થિતિમા વિકાસમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે અને છઠ્ઠી સ્થિતિમાં એ પરાકાષ્ટાએ પહોંચે છે. આમ આ ત્રીજીથી છઠ્ઠી સુધીની ચાર સ્થિતિઓ વિકાસ-કાળ છે

૭ સ્થિતિઓ પછી નિર્વાણ-કાળ છે.

[ ૭ ]

**મજ્ઝિમનિકાયના** 'સામઞ્ઞફલસુત્ત' નામના પ્રકરણમાં 'આજીવિક' દર્શનની આધ્યાત્મિક ભૂમિકાઓ-પાયરીઓ તરીકે નીચે મુજબ આઠ ગણાવાઈ છે.

(૧) મંદ, (૨) ખિડ્ડા, (૩) પદવીમંસા, (૫) ઉજ્જુગત, (૫) સેખ, (૬) સમણુ, (૭) જિન અને (૮) પન્ન.

આ બૌદ્ધ ગ્રંથ ઉપર બુદ્ધઘોષે 'સુમંગલવિલાસિની' નામની ટીકા રચી છે. તેમાં એમણે ઉપર્યુક્ત આ પાયરીઓનું સ્વરૂપ નીચે પ્રમાણે દર્શાવ્યું છે:

(૧) જન્મ દિવસથી માંડીને સાત દિવસ સુધી, ગર્ભ નિષ્ક્રમણને લઈને ઉત્પન્ન થયેલા દુઃખને લીધે પ્રાણી જે સ્થિતિમાં રહે છે તેને 'મંદા કહે છે

(૨) દુર્ગતિમાંથી આવેલું બાળક એ દુર્ગતિને યાદ કરી અને વિલાપ કરે છે અને સુગતિમાં આવેલું બાળક એ સુગતિમાં ભોગવેલ સુખ વગેરેનું કરી હસે છે આ સ્થિતિ તે 'ખિડ્ડા' (સં. ક્રીડા) છે.

(૩) માતાપિતાના હાથ કે પગ પકડીને અથવા તો ખાટલો કે બાજઠ ઝાલીને બાળક જમીન ઉપર પગ માંડે એ સ્થિતિને 'પદ-વીમંસા (સં પદ-વિમર્ષા) કહે છે

(૪) જે સ્થિતિમાં પગથી સ્વતંત્ર ચાલવાનું બળ પેદા થાય છે. તેને 'ઉજ્જુગત) કહે છે.

(૫) શિલ્પ-કળા શીખવા જેવી સ્થિતિના વખતને 'સેખ' (સ. શૈક્ષ) કહે છે

(૬) ઘરનો ત્યાગ કરી સંન્યાસ લેવા જેવી સ્થિતિના વખતને 'સમણુ' (સં શ્રમણ) કહે છે.

(૭) આચાર્યની સેવા કરી જ્ઞાન મેળવવાની સ્થિતિના વખતને 'જિન' કહે છે.

(૮) પ્રાજ્ઞ બનેલા ભિક્ષુની અર્થાત્ જિનની કંઈ પણ બોલે નહિ એવી નિર્લોભ સ્થિતિ તેને 'પન્ન' (સં. પ્રાજ્ઞ) કહે છે.

ડૉ. હર્નલે 'ઉવાસગદસા'ના અંગ્રેજી અનુવાદ (ભા. પૃ. ૨૩૫,માં ઉપર પ્રમાણે બુદ્ધઘોષના વિચારો રજૂ કર્યા છે ખરા, પરંતુ બુદ્ધઘોષના આ વિચારો આધ્યાત્મિક વિકાસ સાથે બંધબેસતા આવે એવા જણાતા નથી. એ તો બાળકના જન્મ સમયથી એના યૌવન કાળનું વ્યાવાહારિક ચિત્ર આલેખે છે.

'ઉપર્યુક્ત આઠ સ્થિતિઓનો સબંધ જન્મ સાથે શો હોઈ શકે ? ખરી રીતે તો એ સ્થિતિઓ એ અજ્ઞાન અને જ્ઞાન સાથે સંલગ્ન હોવી જોઈએ એ બેની પ્રબળતા અને પુષ્ટિ સાથે આ આઠ સ્થિતિઓ સંકળાયેલી હોવી જોઈએ આમ પં. સુખલાલજીએ જે મત દર્શાવ્યો છે[૧] તે ઉચિત જણાય છે

'મંદ' વગેરે પહેલી ત્રણ સ્થિતિઓ અવિકાસ-કાળની છે અને બાકીની પાંચ વિકાસ-કાળની છે ત્યારબાદ મોક્ષ-કાળ હોવો જોઈએ.

[ ૮ ]

આ પ્રમાણે જૈન, આજીવિક, વૈદિક અને બૌદ્ધ દર્શનો પ્રમાણે આધ્યાત્મિક વિકાસની ભૂમિકાઓનું સંક્ષિપ્ત સ્વરૂપ મેં રજૂ કર્યું છે એમાં અવિકાસ-કાળ અને વિકાસ-કાળ અંગે ભારતીય દર્શનોના વિચારો ઉપસ્થિત કરાયા છે તે અહીં કોષ્ઠકરૂપે હું દર્શાવું છું કે જેથી એનો એકસામટો અને તુલનાત્મક ખ્યાલ આવી શકે:—

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ . ૫૪ ]

---

૧ જુઓ આધ્યાત્મિક વિકાસક્રમ (પૃ. ૧૮)

श्रीकुशललाभ कृत

# संघपति सोमजी संघ

## चैत्यपरिपाटीका ऐतिहासिक सार

लेखक :—श्रीयुत भंवरलालजी नाहटा

**श्रीजिनचंद्रसूरिजी** तीर्थयात्राके हेतु विचरते हुए गुजरात पधारे। पाटणमें खरतरगच्छकी ख्याति प्रगट कर खंभातमें श्रीस्तंभन पार्श्वनाथकी यात्रा की। वहांसे राजनगर पधारे, श्रावकोने विधिपूर्वक जिनचंद्रसूरिको वंदन किया। सूरिमहाराजने शत्रुंजय गिरिराजका विस्तृत व्याख्यान किया जिसे सुन कर श्रावकोंके चित्तमें शत्रुंजय-यात्राकी तीव्राभिलाषा हुई। गुरु महाराजके सम्मुख शत्रुंजय यात्राका विचार हो रहा था। प्राग्वाटवंशीय दोसी जागीनाथाके सुपुत्र द्वय-सोमजी,-शिवाने गुरुदेवसे संघ निकालेनका स्वमनोरथ करबद्ध होकर निवेदित किया। देश विदेशमें कुंकुमपत्रिकाएं भेज दी गई।

मालवा, वीकानेर, सीरोही, सूरत, पाटण, रावनपुर, खंभात, जेसलमेर, जालोर और गुजरातादिका संघ एकत्र होकर मिला। सं १६४४ मिती माघ शुक्ला १० रविवारके दिन संघने प्रयाण किया। सबसे आगे आचार्यप्रवर श्रीजिनचंद्रसूरिजी थे, पीछे संघपतिकी पालखी और दोनो तरफ दो पुत्र थे, बहुतसे वाजित्र बज रहे थे। समस्त संघ सरखेजइ आया। देहरासरमें उभयकाल पूजा धर्मसाधना व दानपुण्य किया जाता था। ८४ गच्छका साधुसमुदाय यात्राके हेतु प्रेमपूर्वक आकर मिला। संघके साथ ७८० सिजवाले, २२० वहिलीयें, ३५० ऊंट व बहुतसी गाडियां थीं। भाट-भोजक सुयश वखानते थे। खरतरगच्छके ११२ साधु, ३३० महात्मा और २२० ऋषि और २५ आचार्य भिन्न गच्छोके साधु—साध्वियें भी थीं। बहुतसे श्रावक श्राविकाएं छरी पाळते हुए चलते थे। संघकी रक्षाके लिए २०० राजपूत घुड़सवार, २३२ बन्दूकधारी योद्धा आगे पीछे और उभय पक्षमें चल रहे थे। चार कोशकी लंबाईमें संघ चलता हुआ क्रमशः धोलका आया। संघका संगठन इस प्रकार था कि उसमें कहीं भी चोर प्रवेश नही कर पाता था। क्रमशः धंधूका पहुंचे। सं० सोमजीके ज्येष्ठ पुत्र श्री रतनजी संघकी रक्षाके लिए फौजके साथ रातभर चौकीदारी करते थे। साधुओंको भावपूर्वक वहराया जाता था। ठहरनेके लिए तम्बू—डेरा तंगोटी व प्रकाशके लिए दीपक—चिराग आदिका पूरा प्रबंध था।

धंधूकासे सारा संघ खमीधाणइ आया। शकुनीने अपने ज्ञानसे आगे युद्धकी संभावना बतलाई। संघपतिने दो दिन यहां ठहरनेका निश्चय कर सबको आगे जानेसे निषेध कर

दिया । बीकानेरी श्रावक रुकनेके कथनको अमान्य कर सीरोहीवालोंको साथ लेकर चुपचाप रवाना हो गये । ये लोग ३ कोश ही गये होंगे कि मुगल व काबुली लोगो द्वारा मार्ग रोक लिया गया । इधर संघके लोग आगे युद्ध लग जानेकी बातसे अज्ञात थे । खमीधाणाके रणक्षेत्रमें पांच मुगल भ्राताओंकी फौजसे भिडत हुई । साहसिक शिरोमणि संघवी नाथाके नेतृत्वमें बीकानेरके वणिक योद्धा वीरतापूर्वक भालोंसे युद्ध करने लगे । सारा संघ भयसे कांपते हुए इस संकटकालीन अवस्थामें दादा गुरुको याद करने लगे । संघका उपकार करनेके हेतु दादासाहब श्री जिनदत्तसूरिजीने अजमेरसे आकर सानिध्य की। सद् गुरुने लालची मुगलोकी मति फिरा दी, ऐसा चमत्कार हुआ कि संघ निरुपद्रव हो गया । गुरुदेवका सर्वत्र जयजयकार हुआ ।

बीकानेरी संघने द्रव्य भी बचाया व मुगलोंको भी हरा दिया । सारी सामग्री देवकरणके हाथ थी । साह भीतका पुत्र वितम बुद्धिशाली था । साह रांका, मांडण भंडारी आदि बीकानेरके बड़े बड़े अधिकारी थे । वहांसे समस्त संघके साथ प्रयाण किया ।

यह विशाल यात्रीसंघ तीर्थाधिराज शत्रुजयके निकट पहुंचा । हर्षित चित्तसे ऋषभदेव-प्रभुके गुणगान करते हुए गिरिराजको मोतियोसे वधाया । पालीताणा पहुंच कर ललित सरोवरके पास संघने उतारा किया । दीवाण–राजासे मिल कर, मनवांछित द्रव्य भेट कर एक मासके लिए शत्रुंजय कर–मुक्त करवाया । सारा संघ वाजिंत्र ध्वनिसे आकाशमंडलको गुंजायमान करता हुआ गिरिराजकी यात्राके हेतु अग्रसर हुआ । वडलीकी पाजसे चढे, पहिले धवली परब, कलिकुण्ड पार्श्वनाथ, मार्गमें तलाईको दाहिने छोडकर कवड़ यक्षके आगेसे गढके प्रतोलीद्वारमें प्रवेश किया । गजारूढ मरुदेवी माता, पांच प्रासाद, अर्बुद (अद्‌भुत–विशाल ) आदीश्वरके दर्शन कर अनुपमसरके ऊपरकी पोलि जहांसे उभय पक्षमें प्रासाद पंक्तियांथी–दर्शन करते हुए तीर्थनायक ऋषभदेवके दरबारमें पहुंचे । खरतरगच्छाधीश्वर श्रीजिनचंद्रसूरिजी आदि सबने परमेश्वरको वंदन किया । संघपतिके हर्षका पारावार न रहा, उसने सूर्यकुण्डमें स्नान कर उत्सवपूर्वक सतरहभेदी पूजा की, सारंगधर श्रावक विधिके जानकार थे । रायणवृक्षके नीचे आदीश्वरके चरण, पुण्डरीक गणधर, भरत बाहुबलि मुनिसुव्रत-प्रभु, विहरमान मंदिर, वस्तुपाल–तेजपाल प्रासादमें वंदनपूजन कर खरतरवसही प्रासादमें आये । जिसके बहुतसे शिखर और प्रतिमाअे थी, सत्तरिसय जिनेश्वर, चार चउरी, नंदाश्वर द्वीप इत्यादि विराजमान थे, देवविमानके सदृश यह उत्तुंग प्रासाद था । प्रतोलीद्वार पेर वाघणिदेवीका स्थान, वट वृक्षके नीचे नागमोरदेव अदबुदके ऊपर खोडायारि प्रासादके दर्शन किये । वहां अमृतकी तरह मीठे जलका अनुपम कुण्ड था ।

तीर्थके पश्चिमकी ओर उलखाझोलि, चेलण तलाई देख कर ऊतरते हुए उत्तरकी ओर सिद्धवड, जलवापी और जिनभुवनको नमस्कार कर १२ कोशकी प्रदिक्षणा दी। शत्रुंजयनदी इन्द्रसुता है, भगवंतने इस तीर्थको उत्तम बतलाया है क्योंकि यहां अनंत सिद्ध हुए। इस प्रकार २१ दिनो तक यात्रा करके मनोरथ सफळ किया। ८४ गच्छके मुनिराजोंको आदर-पूर्वक सन्तुष्ठ किये। चैत्र सुदि ५ को वडी पूजा की गई और संघके सम्मुख इन्द्रमाला पंहिनी।

इस अवसर पर जूनागढके स्वामी अमीखान अभिमानमें आकर प्रबल सेना एकत्र करके पालीतानाके चारो ओर (घेरा डाला ?) पर पुण्यके बलसे सब संकट दूर हुआ....

कवि कुशललाभ कृत चैत्यपरिपाटी गा० ७५ तक आकर अपूर्ण रह जाती है, आगेका वर्णन तो पूर्ण प्रति मिलने पर ही संभव है। इसी संघके सहयात्री कवि गुणविनय कृत बीकानेर संघकी चैत्यपरिपाटी उपलब्ध है जिससे ज्ञात होता है शत्रुंजय जाते हुए बीकानेरका संघ भी धवलकामें सामिल हुआ था। चैत्र वदि ५ के दिन गिरिराज पर संघने चढकर यात्रा की और वदि ८ के दिन सतरह भेदी पूजा हुई। वापस आते समय बीकानेरका संघ भी अहमदाबाद आया था।

उपर्युक्त चैत्यपरिपाटी-संघ यात्रा-वर्णनमें कुछ महत्त्वपूर्ण बातोंका पता चलता है। खमी-घाणेमें मुगलोसे बीकानेरके नवाबादिके साथ युद्ध होनेकी घटना वडी रोमांचक है। उस समय इतने उपद्रव स्थान स्थान पर होते थे फिर भी लोगोमें धार्मिक भक्तिभावना कितनी प्रबल थी! इसीसे सब सिद्धि होती थी। अंतमें अमीखानके उपद्रवका उल्लेख हुआ है। आगेका वर्णन अपूर्ण रह गया है।

यदि किसी सज्जनको इसकी दूसरी पूरी प्रति प्राप्त हो तो हमें अवश्य सूचित करें, यही सादर अनुरोध है।

[ અનુસંધાન ટાઈટલ પેજ ત્રીજાથી ચાલુ ]

૬. ગોમટેશ્વરની મૂર્તિ
૭. ચામુંડરાય બસ્તી
૮ શ્રીપાર્શ્વનાથ બસ્તી
૯. શિમોગા જિલ્લાનુ મેલાગીની અંતર્ગત બ્રહ્મદેવના સ્તૂપની સાથે જૈન બસ્તી.

આ ૭૧ નં. નો ૧૯૫૧ નો એકટ પણ સને ૧૯૦૪ ના પ્રાચીન સ્મારક સંરક્ષણ અધિનિયમ અનુસાર બનાવવામા આવ્યો. છે આ બધાં મંદિરોને કેંદ્રીય સરકારે પોતાના અધિકારમાં લઈને તેને રાષ્ટ્રીય ઈમારતો રૂપે ઓળખવાની ઘોષણા કરી છે

આપણા મૂળભૂત હક્કો માટે જૈનોએ શું કરવું જોઈએ એ વિશે શ્રીયુત મોહનલાલ ચોકસીએ આ માસિકના ગતાંકમાં અને આ અંકમાં કેંદ્રસ્થ સંસ્થાની જરૂરિયાત વિશે જે સૂચના કરી છે તે તરફ જૈનોએ પોતાનુ ધ્યાન દોરવુ જોઈએ એમ અમારું માનવું છે. સંપાદક

# સને ૧૯૫૧ ના નેશનલ મોન્યુમેન્ટ્સ્ એક્ટ ૭૧

[ કેન્દ્રીય સરકાર જૈનોના કેટલાં મંદિરો પર અધિકાર કરશે ]

**સને** ૧૯૫૧ ના નેશનલ મોન્યુમેન્ટ્સ્ એક્ટ ૭૧ મુજબ કેંદ્રીય સરકારે તે તે રાજ્યોની સ્મારક વસ્તુઓ જે ભારત સરકારના અધિકારમાં નહોતી, તે પ્રાચીન અવશેષો, પુરાતાત્ત્વિક ઐતિહાસિક કળાપૂર્ણ સ્થાનોને સંરક્ષણને માટે પોતાના અધિકારમાં લીધાં છે. હૈદ્રાબાદનાં ૨૨, મધ્યભારતના ૧૨૭, મૈસૂર રાજ્યનાં ૧૦૮, પતિયાળા અને પૂર્વ પંજાબનાં ૨, રાજસ્થાન પ્રાંતનાં ૭૭, અને સૌરાષ્ટ્રનાં ૨૪ સ્થાનો જે જુદા જુદા ધર્માવલંબીઓનાં ભક્તિ-પૂજાનાં સ્થાનો છે તેના ઉપર અધિકાર કરી લીધો છે આ સ્થાનો પૈકી જૈનોના સ્થાનો આ પ્રકારે છે:-

**સૌરાષ્ટ્ર**

૧. તળાજાનુ જૈન મંદિર

૨. ગિરનાર પર્વત પરનુ નેમિનાથ મંદિર

૩ શત્રુંજય પર્વત પરનાં જૈન મંદિરો—

(૧) શ્રી આદીશ્વરજીનુ મંદિર

(૨) શ્રી બાલાભાઈનુ મંદિર

(૩) શ્રી ભૂલસાનીનું મંદિર

(૪) શ્રી ચૌમુખજીનું મંદિર

(૫) શ્રી દલપતભાઈ ભગુભાઈ શિલાલેખ

(૬) કેશવજી નાયકનુ મંદિર

(૭) મોતીશાહની ટૂકનુ મંદિર

(૮) નદીશ્વર દ્વીપનુ મંદિર

(૯) પાંચ પાડવોનુ મંદિર

**રાજસ્થાનમાં**

૧. બિકાનેરનુ ભાંડાસર જૈન મંદિર

૨. બિકાનેરનો પાલૂનો શિલાલેખ

૩ ડુંગરપુર જિલ્લાના બડોદાનુ હાથ કામગીરીથી ચિત્રિત જૈન મંદિર

૪ જયપુર જિલ્લાનુ સવાઈ માધોપુરનુ જૈન મંદિર

**મધ્યભારતમાં**

૧. ગ્વાલિયરના કિલ્લામાં પહાડમાંથી કોરી કાઢેલી જૈન મૂર્તિઓ

૨. ખરગૌન જિલ્લાના ૩ મંદિરો

૩ ગુણા જિલ્લાના બુધીચંદજીનાં ૫ મંદિરો

૪ ભિલ્સા જિલ્લામા બડોહનુ જૈન મંદિર

**મૈસૂર રાજયમાં**

૧ હાસન જિલ્લાના હલેબીડની અંતર્ગત શ્રી આદિનાથ બસ્તી

૨ શ્રીપાર્શ્વનાથ બસ્તી

૩ શ્રીશાંતિનાથ બસ્તી

૪. શ્રવણુ બેલગોલાની અંતર્ગત અક્કન બસ્તી

૫ ચંદ્રગુપ્ત બસ્તી

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ ૭૨ ]

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧ શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા ૧૫-૨-૫૩ : અમદાવાદ

વર્ષ ૧૮ : અંક ૪-૫ ]  [ ક્રમાંક : ૨૦૮-૯



# विषय-दर्शन





# ગ્રંથ-સ્વીકાર

૧ **અનેકાંતવાદ :** લેખક : શ્રીયુત **ડૉ. હરિસત્ય ભટ્ટાચાર્ય.** એમ એ. પીએચ ડી; અનુવાદક : પ્રો. **જયંતીલાલ ભાઈશંકર દવે.** એમ એ ; પ્રકાશક : **શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.** મૂલ્ય . એક રૂપિયો.

૨. **નમસ્કાર મહામંત્ર :** લેખક, અનુવાદ, પ્રકાશક અને મૂલ્ય ઉપર મુજબ

३. **हमारा आहार और गाय :** ले. **श्री. रिषभदास रांका :** प्रकाशक, रोहित जैन सेवा ट्रस्ट, वर्धा; प्रमुख वितरक : भारत जैन महामंडल; मूल्य : दस आना ।

४. **सलौना सच** ( प्रथम भाग ) : ले. **महात्मा भगवानदीन :** प्रका० भारत जैन महामण्डल, वर्धा, मूल्य : दस आना ।

५. **महावीर वर्धमान :** ले. डॉ. **जगदीशचंद्र जैन** एम् ए, पीएच् डी ; प्रकाशक : उपर्युक्त मूल्य : बारह आना ।

६. **तत्त्वसमुच्चय :** सपा. डॉ. **हीरालाल जैन** एम्. ए. पीएच् डी., प्रकाशक : उपर्युक्त, मूल्य : तीन रुपया ।



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १८ | विक्रम सं. २००९ : वीर नि. सं. २४७९ : ई. स. १९५३ | क्रमांक |
| अंक : ४–५ | फागण सुदि २ : रविवार : १५ फेब्रुआरी | २०८–९ |


श्रीजिनवर्द्धनसूरि रचित

# पूर्वदेश चैत्यपरिपाटी

संपादक : श्रीयुत अगरचंदजी नाहटा



हिययसरोवरे धरिय गुरुराय सूरिजिणरायपायारविंदं ।  
विणय-बहुमाणहि पुव्ववरदेसि संठियं थुणउ तित्थाण वंदं ॥ १ ॥

पहिलउं मचउरनयरि पणमेवि वीरजिणेसर कप्परुक्खं ।  
तयणु सिरिरयणुपुरि संति तित्थंकरं वंदउं नासिया सयलदुक्खं ॥ २ ॥

पयड पब्भाविकलिकालि जीराउलीमंडण पासजिण देखि करे ।  
हिययउल्हासिहि जत्थ मइ कीधली रेहडी सयलह कज्ज धुरे ॥ ३ ॥

अरबुदासिहरि सिरिआदिजिणेसरं पूजउं भावहि भरिय मणु ।  
लुणिगावसहीय लवणिमा कंदु राजलवल्लह नेमिजिण ॥ ४ ॥

भास

देव दिट्ठउ देव दिट्ठउ सयल जिणचंदु ।  
करहेडउ पासजिण कयलवाडि नहयलि सुसंठिय ।  
बहुमाण सुविणय कलिय भविय मणुय देविंद वंदिय ।  
मह हियडउ तुह दंसणहि जलनिहि जिम जिणनाह ।  
लहरि जेम हरषहिं भरिउ नइउ भवदुहदाह ॥ ५ ॥

भास

त **देवलवाडय** वीरपहु पुरवेई सिंगार
त विहिचेई सिरिअजियजिणु वंदउ तिहुयण सारु
त पास जिणेसर गाइय ए सिरि**नागद्रहि** ठामि ।
त तिसलदेविनंदण नमउं तयण **मझेरा** गामि ॥ ६ ॥

**तंदुक**नयरि सिरिसंतिजिणु पणमउं
भत्तितुरंगि **गोप्राचलगढ**मंडण पास जिणेसर देव
त किज्जय तलहट्टी पणविसयस जिणेसर सेव ॥ ७ ॥

त संति कुंथु अर तित्थयर सिरि**हत्थिणाउर** ठाणि ।
संभवु **सावत्थी** नमवि **कंपिल** विमल वरवाणि ।
त पासु सुपासह थूभ नमउं सिरि**मुथुरा**नयरंमि ।
त **सोरीपुर** सिरिनेमिजिण समुदविजयवंसंमि ॥ ८ ॥

त भाणु नरेसरकुल विउल जलनिहि चंदु समाणु ।
त **रयणपुरहि** सिरिधम्मजिणु, वंदउं महिमनिहाणु ।
अज्ज करेवउ सफल मइ, नियजम्मणु कलिकालि ।
त हरषिहि विहसिय लोयणिहि सामीय **थूभ** निहालि ॥ ९ ॥

**अवज्झ**पुरिहि सिरिरिसहजिणु तह सिरिअजियजिणिंदु ।
त सिरिअभिनंदण सुमतिजिण, जणमणकामियकंदु ।
त सिरिअणंतपहु पणमिय ए, **कोसंबीय** मझारि ।
त पउमप्पह **महिला**नगरे, नमि जिण मल्लि जुहारि ॥१०॥

धात

कज्ज सहलउ कज्ज सहलउ मणुयभव मज्झ ।
मह फलियउ पुन्नतरु अज्ज लद्धु मइ देवकामिय ।
सम्मत्तचारित्त मइ अज्जं चेव सुविसुद्ध पामिय ।
जय दिट्ठउ नियलोयणहि **वाणारिसी** कयवास ।
पणमिय पूईय भाउ धरि वामानंदण पास ॥ ११ ॥

जिण जिणेसर जणणिउयरंमि अवयारिय
अप्पण तणए सयल दुक्ख संसार नासिया ।

भुवणंमि वरवाउ किउ नयर सारि संसारि वासि कासिय ।
पुहवी नंदणतित्थयरु वंदउं मन धरि भाउ ।
सिरि सुपासु पंचहि फणहि मंडिओ सिरवर ठाउ ॥ १२ ॥

भास

ईया सुरसरीए तीरसु विसाल नयर **चंदावइ** स लहिय ए ।
ईया तहि नमउं ए राय महसेणनंदण जिणवर करि हियए ।
ईय पूजउं ए नयर **विहार**मंडण सामिय वीरजिण ।
ईय पणमउं ए नयर **नालिंद** संठिउ वीर जिणेस पुण ॥ १३ ॥

ईया हरषिउ ए हियडां रंगि रगमग नयण निहालतउ ए ।
ईया चालतउ ए चमकिय चित्ति पाजइ पहुचइ माल्हतउ ए ।
ईया पेखउ ए मण आणंदि **वेभारह** गिरिसिहरि सामि ।
ईया जिणवरु ए नीलसरीर सिरिमुणिसुव्वय पवरनामि ॥ १४ ॥

ईय निम्मवउं ए अप्पणउ जम्म सहलउ समिय देखि तुह ।
ईया भवियण ए लोयण ताह पुन्निमाचंदसु विसाल मुह ।
ईया इणि खणि ए दूरि पलाहि तिहुयणबंधव सयलदुह ।
ईया पाचउं ए तयणु सिरिनेमिजिणवर सुंदर सयलसुह ॥ १५ ॥

ईया विरवउ ए विमलनीरेण मणउ ल्लासहि वर न्हवणु ।
ईया अह करउं ए जगगुरु अंगि रंगि विलेवणु **हउं** तयणु ।
इया पूजउ ए सुरहि कुसुमेहि वउलसिरि पमुहेहि तणु ।
ईया गाउं ए मुहर सरेण देह रोमंचिय नाहगुण ॥ १६ ॥

ईया नाचउं ए फरफर पाय काय विलासिहि जिणभुवणि ।
ईया उल्हवउं ए भवदुहं दाह भावण भावउं निययमणि ।
ईया इणि परी ए अवर वणेसु बिंव जुहारउं मण रलीय ।
ईय पेरवउं ए गणधर थुभ दुख न पामउं जिम वलीय ॥ १७ ॥

इय महमणि ए लगिय खंति जाएवउ हिव **विपुल**गिरे ।
इय भागिय ए भवभयभंति पासजिणेसर पेखि करे ॥
इय अन्नवि ए जिणहर तुंग चंग निहालउ तहि नमउं ए ।
जिणवर ए बिंब सुरंग सिद्धिरमणि सउं जिम रमउं ए ॥ १८ ॥

इय निरखइ ए नयणिहि कुंड मणि अच्छेरउ ऊपजइ ए।
जहि वहए नीर पयड अग्गि विणु **उन्हउ** नीपजए ॥
गढ़मढ ए मंदिरसार वाड़िय वन रलिआमणा ए।
नीपना ए जत्थ अप्पार समवसरण जिनवरतणा ए ॥ १९ ॥

इय धन्ना ए सालिहभद्द जहि ठाणहि काउसग्ग रह्या ए।
भेटइ ए जे तहि वीर ते नहु भवपरिभव सहए ए ॥
रसतणं ए कूप रसाल **हथि**शाला सेणियतणिय।
पेखविए वीर **पोसल** पूरिय मण इच्छा घणिय ॥ २० ॥

धात

पणय जणमण पयण जणमण सयल संकप्प
संपायण वरकप्पतरु तिसलदेविनंदणु वियक्खणु।
उवसम्मिय भवरत्न भवताव अज्ज ललियंग लक्खण
जइ मइ सामिय **पावपुरि** अविय तुह पयछाह।
तउ मइ लद्धउ सुद्धयर शिवफल मण उच्छाह ॥ २१ ॥

भास

सिद्धगुणराय सिद्धत्थ कुलमंडणं रुद्दालिद्द दोहग्ग दुहखंडणं।
**बंभण**कुंडपुरि थुणउ जणरंजणं, **खितिया**कुंडगामंमि वीरं जिणं ॥ २२ ॥

सुविहिजिण गुणगहण करिय **काइंदिया**पुरिहि मइ अज्ज शिवरज्जसिरि अज्जिया।
नरय तिरियाय चउगयगइ वज्जिया धन्न ते जेहि जिणपाय तुह वंदिया ॥ २३ ॥

वन्दिमो सुव्वया वासपुज्जं जिणं, **चंपपुरि** रायवसुपुज्ज वरनंदणं।
भावरिउतावभर चंदणं सीयलं, थुणउ **भद्दिलपुरि** तित्थयर सीयलं ॥ २४ ॥

**सीहपुरि** सामि सेयंस मुहपंकयं, पिक्खिऊणं मए सुकयमंगीकयं।
अज्ज किरि अमियरस देहि मह वुट्ठओ, अज्ज संजाउ संसारु उव्विट्ठए ॥ २५ ॥

भास

सिरि**सम्मेय**गिरीश वीसजिण सिवगय ठाणु।
तहि वंदिय ते भत्तिसत्ति पामउं निरवाणउ ॥
चंदण अगर कपुरि रचउं जिणअंगि ऊगटि।
केतकि चंपक जय कुसुमि अरचउं मण उल्लटि ॥ २६ ॥

अज्जवि साज्झय दोष सयल मणवंछिय पामिय ।
गयइ अणेगय कम्मरसि सामिय महलामिय ॥
असुह चिट्ठ मण-वयणि काइ जे जिण मइ किज्जंय ।
तुह दंसणि जगनाह ताह जलअंजलि दिज्जइ ॥ २७ ॥

कूड़ कवड़ि पाखंडि संड जिम जिणमण मेरउ ।
मोह चरडि संताविय ए सेवक जिण तेरउ ॥
चोर जेम विषएण पुन्न धण किज्जइ हेरउ ।
सार करि हिव राखि सामि तीह वसि फेरउ ॥ २८ ॥

अज्ज नयण कयपुन्न जेहि दिट्ठउ जगनायक ।
अज्ज वयण मह धन्न जेहि थुणिउ शिवदायक ॥
अज्ज वरिस कयहरिस मास सुविलास मणोहर ।
अज्ज पाउ संताउ नट्ठु जय भेटिउ सुहयर ॥ २९ ॥

अज्ज दिवसु मह धन्नु अज्ज सुरभूरुह अंगणि ।
ऊगिय अज्ज विसज्ज हत्थि आविय चिन्तामणि ॥
कामकुंभ सुरधेणु अज्ज अज्ज मह सेवइ पाया ।
जं **पूरव**देसहि पवित्त थुणिया जिणराया ॥ ३० ॥

धात

नाह लद्धउ नाह लद्धउ मणुफल अज्जकुलनिम्मल अज्ज मह दुक्रिय कम्मतरु अज्ज मूलिय ।
निय सामिय संथुणिय मइ सग्गि उवरि ए अज्ज चूलिय ॥
उवसमरसभर भरिय मणु रोमंचिय महकाय ।
भावि रंगि जउ भेटिया **पुव्व**देस जिणपाय ॥ ३१ ॥

इय जम्म ठाणइ सिरिनिहाणइ गाम नयरहि संसिया ।
सिरि सकल जिणवर **धन**गुणालय **लक्खराय** नमंसिया ।
जिणबिंब सग्गि पयालि महियलि जे असासय सासया ।
ते नमउं पूयउ थुणउ भत्तहि सिद्धिमग्ग पयासया ॥ ३२ ॥

॥ इति श्रीपूर्वदेशचैत्यपरिपाटी समाप्ता श्रीजिनवर्द्धनसूरिभिः कृता ॥

( हमारे संग्रहके १४९३ की प्रति परसे )



# મધ્યસ્થ-સમિતિ

લેખકઃ શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી



**ગયા બે** અંકમાં આપણાં અમૂલાં, કળાનાં મનોહરધામો રમણીય દેવાલયો અને સંખ્યાબંધ મૂર્તિઓરૂપ વારસાને સુરક્ષિત રાખવા અર્થે એક કેન્દ્રસ્થ સંસ્થા સંબંધી વિચારણા કર્યા પછી આજે આપણા કીમતી જ્ઞાનરૂપ ખજાનાનો સદુપયોગ વિસ્તરે અને એ દ્વારા જગતના જીવો, ભગવંત શ્રીમહાવીરદેવના અનુભવ ભરપુર બોધપાઠોનું પાન કરે, સાથોસાથ આજના યુગમાં જે લેખન-કળાથી રોજનાં સંખ્યાબંધ પ્રકાશનો બહાર આવે છે એમાં જૈનધર્મ તેમજ પૂજ્ય તીર્થંકર દેવો માટે ભ્રમપૂર્ણ ચિત્રણ થયાં હોય એ સુધરે, એ પણ હેતુ છે. એ માટે શું કરવું જરૂરી છે એ વિચારીએ તે પૂર્વે સવિનય જણાવી દેવાની અગત્ય છે કે સમિતિના પૂજ્ય મહાત્માઓ સમક્ષ કેવલ ઉપાસક એવા લેખકના અંતરમાં ઉદ્‌ભવેલી સૂચના માત્ર છે, યોગ્ય જણાય તો અમલી બનાવવા પ્રાર્થના છે.

સમિતિમાં જે મુનિરાજોના નામો છે અને એ દરેકના સહવાસમાં ઓછા-વત્તા અંશે આવવાનું બનેલું હોવાથી—તેમજ એ દરેકની ભિન્ન ભિન્ન શક્તિનો પરચો અનુભવેલો હોવાથી—સૂચના કરવાની પ્રેરણા થઈ છે. વધારામા એક મહત્ત્વની વાત એ છે કે આ સમિતિ શ્રી રાજનગર મુનિસંમેલને સર્વાનુમતે સ્થાપન કરેલી અને અત્યાર સુધી જૈન સમાજ સામે જાતજાતના મતમતાંતરો ઉદ્‌ભવ્યા છતાં, સમિતિએ મુનિસંમેલનના અદ્વિતીય સંભારણા સમા 'જૈન-સત્ય પ્રકાશ'ને એવી પદ્ધતિએ ચલાવ્યું છે કે એ સામે કોઈ પણ પક્ષને આંગળી ચીધવાપણુ નથી રહ્યું. દેશ-કાળના માપે માપીએ તો સમિતિના સાધુ મહારાજો ભિન્ન ભિન્ન વિચાર-શ્રેણીના પ્રતીક સમા છે. એ દરેકમાં પ્રશંસનીય વ્યાખ્યાનશૈલી અને આકર્ષણ કરે તેવી લખાણપદ્ધતિ છે. એમની લેખનશૈલી દ્વારા માસિક 'સત્યપ્રકાશ'નાં પાના અલંકૃત થાય એ જ સૂચના છે સૂચનાને માગણી રૂપે સ્વીકારી લેવાથી તેઓના ચાલુ કાર્યમાં ખાસ ક્ષતિ પહોંચે તેવુ નથી. એથી ઉપર વર્ણવ્યો એવો જે લાભ નજર સામે છે એ જોતાં આગ્રહ-ભરી પ્રાર્થના છે કે નીચે દર્શાવેલા વિષયો ઉપર જૈનદર્શનની સાચી સ્થિતિ રજુ કરવા સર્જાયેલ માસિકમાં, અવારનવાર સાદી શૈલી ને સરળ ભાષામાં લખાણ આવવા માંડે એ આ તબક્કે જરૂરનું છે. દરેક પાસે દેશ-કાળને અનુલક્ષી, વર્તમાન સમાજને આકર્ષે તેવી ઢબમાં લખી આપે તેવા બીજા સાધુઓ પણ છે.

આપણુ '**જૈન સત્ય પ્રકાશ**' માસિક જે ગોરખપુરથી નીકળતા હિંદી માસિક '**કલ્યાણ**' જેવુ બનાવવાના અભિલાષ તો હરકોઈ જૈનને સંભવે; મારા જેવાને ખાસ છે. છતાં 'દિલ્હી દૂર હે' એ ઉક્તિ મુજબ હાલ તો એ મનોરથરૂપે રહેવા સર્જાયેલ છે. પ્રતિવર્ષ 'જ્ઞાન' અંગે ખાસ પર્વ ઉજવનાર, લાખો રૂપિયા જ્ઞાનખાતે ધરાવનાર અને દરવર્ષે એમાં ઉમેરો કરનાર જૈન સમાજ—એના વડિલ પુત્રો સમા મુનિપુંગવો અને લઘુ પુત્રો સમા ધનિક શ્રાવકો ધારે તો ઉક્ત 'કલ્યાણ-માસિકે' વેદાંતનો, મહાભારત-રામાયણ અને ગીતા આદિ

ગ્રંથોનો-જે રીતે પ્રચાર કર્યો છે અને એ દ્વારા આમ જનસમૂહને સરળ વાણીમા બોધ અને ચિત્રકળા દ્વારા ધર્મનાયકોનુ સ્વરૂપ-ઘર આગણે પહોચતુ કર્યું છે એથી ઘણુ વધારે -અતિઆકર્ષક અને વર્તમાન વિજ્ઞાન સામે ટકી શકે-એવુ પૂજ્ય તીર્થંકરોની વાણીરૂપે અવતારી વિવિધ પ્રકારી જ્ઞાન જરૂર પીરસી શકે. અસ્તુ.

એ સ્વપ્નને હૃદયમા રમતુ રાખી સમિતિના સૂરિમહારાજો પૂજ્ય વિજયલબ્ધિસૂરિજી, પૂજ્ય વિજયલાવણ્યસૂરિજી, પૂજ્ય ચંદ્રસાગરસૂરિજી, અને પૂજ્ય મુનિ શ્રીદર્શનવિજયજી તથા પૂજ્ય મુનિ વિદ્યાવિજયજીને વદનાપૂર્વક યાચના છે કે આપ સર્વે **જૈનધર્મ**ની પ્રભા માત્ર જૈનોમાં જ નહીં પણ જૈનેતરોમા પથરાય એ દૃષ્ટિએ કલમદ્વારા 'સત્યપ્રકાશ માસિક'ને સભર બનાવો. જૈન આગમ સંબધે-એના ઉદ્ધાર તત્ત્વો અગે-એની ઐતિહાસિકતા માટે, અગર તો એમા રહેલા યુક્તિપૂર્ણ વચનો માટે-હરકોઈ વ્યક્તિને એનો સધિયારો લેવો પડે એમ છે. એમાંથી એ વ્યક્તિને જૈનધર્મમા દર્શાવેલા ચારે અનુયોગ સંબંધી માહિતી પ્રાપ્ત થાય એ રીતે તૈયાર કરો.

કોણુ માનવા તૈયાર છે કે સમિતિના પાચે મહાત્માઓની શક્તિ બહારની આ વાત છે? તેઓ ધારે તો, વધુ નહી તો વર્ષ દરમિયાન ચાર ચાર લેખો આપે તો એ 'વીશ'થી અજવાળા પથરાય એમ છે. એના આકર્ષણુમા-જુનવાણી કે નવમતવાદી-આવે તેમ છે. એથી જૈનેતરોને ઘણુ નવુ જાણવાનું પ્રાપ્ત થાય અને, એ દ્વારા ઘણી ગેરસમજુતી આજે થતી દૃષ્ટિગોચર થાય છે તે અટકી જાય તેમ છે દરેક મહાત્માને વિનંતી છે કે તેઓ પોતાનાં જે ખાસ ક્ષેત્રો છે એને અવલંબીને જ કલમ વહેતી મૂકે.

શંકા-સમાધાનના પ્રશ્નોત્તરોની ઢબે, કિવા વાદીને પ્રત્યુત્તરરૂપે જરૂરી વિષયોની છણાવટ એ પૂજ્ય વિજયલબ્ધિસૂરિજી માટે અનુકૂળ વિષય ગણાય, પૂજ્ય સાગરજી મહારાજના પાસા સેવનાર પૂજ્ય ચદ્રસાગરસૂરિજી, આગમને લગતી બાબતો આપતા રહે. પૂજ્ય વિજયલાવણ્ય-સૂરિજી જૈનધર્મની વાતો લૌકિક દર્શનોના દાખલા ટાકી સિદ્ધ કરતા રહે. પૂજ્ય મુનિ દર્શન-વિજયજી શોધખોળના વિષયને વધુ ખીલવી એની વાનગી પીરસવા માડે અને પૂજ્ય મુનિ વિદ્યાવિજયજી 'સમયને ઓળખો' જેમ પુસ્તકરૂપે રજુ કરે એની તેજસ્વી વાણીમા 'જૈનધર્મ' જૈનેતરો સરળપણે સમજી શકે એ રીતે લેખિની ચલાવે એ દરેક લખાણુ વિધાયક શૈલીમાં જ આલેખાય એ આજના યુગની મર્યાદા છે. પછી જુઓ કે માસિકના દિદાર અને મહત્ત્વ કેવા ફરી જાય છે આજે પણ 'સત્યપ્રકાશ' ઘણું ઘણું પીરસે છે. એમા નવીનતા નથી હોતી એમ પણ નથી જ. વળી, આજે જે મુનિ મહારાજો એમાં લખે છે તેઓનાં લખાણ પણ મનનીય છે તેઓનો સહકાર આ લેખથી બધ પડે એવી ભાવનાયે નથી અને તેઓ પોતાના પ્રયાસ ચાલુ રાખશે એવી ખાસ પ્રતીતિ પણ છે. સમિતિને ઉદ્દેશી ખાસ લખવાનું કારણુ એક જ કે તેઓ પોતાના અભ્યાસ-અનુભવ-અને જ્ઞાનનો નિચોડ આમાં ઉતારે, પોતાના વિહારમા આ માસિકનો વિસ્તાર વધે તેવું ખાસ લક્ષ રાખે અને એ દ્વારા સકળ જૈન સમાજ પોતાની હસ્તકના જ્ઞાનદ્રવ્યથી કે અતરની ઉદારતાથી અત્યારના યુગને બધબેસતા આ અગત્યના સાધનને એવુ પુષ્ટ બનાવી દે કે જેથી એ વિશેષ પ્રગતિના માર્ગે પોતાની કૂચ ભરી રાખે



# સમરાઇચ્ચ-કહા

[ પરિચય ]

[ ગતાંકથી ચાલુ ]

લેખક : પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી

**બીજો ભવ**—દરેક ભવની શરૂઆતમાં પૂર્વભવનું અનુસંધાન અને જે ભવનું વર્ણન કરવાનું છે તેનો નામનિર્દેશ કરતી એક ગાથા છે. આ બીજા ભવની શરૂઆતમાં તે ગાથા આ પ્રમાણે છે—

**'गुणसेण–अग्गिसम्मा, जं भणियमिहासि तं गयमियाणिं।**
**सीहा–णन्दा य तहा, जं भणियं त निशामेह॥**

જયપુર નગરમાં પુરુષદત્ત રાજાને ત્યાં શ્રીકાંતાની કુક્ષીએ ગુણસેનનો જીવ જન્મે છે ને સિંહના સ્વપ્ન અનુસાર તેનું નામ સિંહકુમાર રાખવામા આવે છે. રાજકુમારને યોગ્ય વિશિષ્ટ સર્વ કલાકલાપ શીખીને તૈયાર થાય છે. યૌવન વયમાં આવ્યા પછી એક દિવસ ઉદ્યાનમાં જાય છે. ત્યાં પોતાના મામા લક્ષ્મીકાન્તની પુત્રી કુસુમાવલી ક્રીડા કરવા આવી છે. અરસ પરસના દર્શનથી બન્નેના હૃદયમાં ગાઢ આકર્ષણ જન્મે છે ને છેવટે બન્નેના વિવાહ થાય છે. ઉચિત સમયે રાજા પુરુષદત્ત સિંહકુમારને રાજ્ય સોંપી પ્રવ્રજ્યા ગ્રહણ કરે છે. નીતિપૂર્વક રાજ્યનું પાલન કરતાં રાજા સિંહને ત્યાં જ કુસુમાવલિની કુક્ષીએ અગ્નિશર્માનો જીવ અવતરે છે. રાણીને અનેક દુષ્ટ દોહદ થાય છે છેવટે રાજાના આંતરડા ખાવાની ઇચ્છા થાય છે. રાણી આવી અનિષ્ટ ઇચ્છાઓ ઘણી દબાવે છે પણ દાબી શકાતી નથી ગર્ભપાત કરવા વિચાર કરે છે છતાં તે પણ બની શકતુ નથી. સુગુણ રાજા તેની તે તે ઇચ્છાઓ પૂરે છે. બાળકનો જન્મ થયા પછી પણ દાસી દ્વારા તેને ક્યાય રખડતો મૂકી દેવાની વ્યવસ્થા રાણી કરે છે પણ રાજાને તેની ખબર પડે છે ને કુમારને બચાવી લે છે. દૂધ પાઈને ઝેરી સાપને ઉછેરે તેમ રાજા પુત્રને ઉછેરે છે ને તેનું આનંદ એવું નામ પાડે છે કુમાર વયમા આવે છે. પોતાની દુષ્ટતા અનેક પ્રકારે બતાવે છે. છેવટે રાજાને કેદમાં પૂરે છે ને વખત જતાં તરવારથી હણે છે. શુભ ધ્યાને મરીને સિંહ પાંચમા દેવલોકમાં ઉત્પન્ન થાય છે ને આનંદ પહેલી નરકે જાય છે.

આ વિભાગમાં સ્નેહના અંકુર પ્રેમીઓના હૃદયમાં ઉત્તરોત્તર કયા ક્રમે વિકાસ પામે છે તેનું અને વિવાહવિધિનું વિશિષ્ટ વર્ણન સુન્દરરીતે બતાવ્યુ છે. ધર્મઘોષસૂરિમહારાજનું કથાનક રોચક ને ભવનિર્વેદ ઉત્પન્ન કરે છે મધુબિન્દુ દષ્ટાન્ત પણ હૃદયને હચમચાવે એવી રીતે આ વિભાગમાં જ રજૂ થયું છે. મોટા મોટા સમાસો અને પ્રસંગે પ્રસંગે ટૂંકા ટૂંકા વાક્યખંડો નદીમાં વહેતા શાંત ગંભીર જલપ્રવાહની જેમ વહે છે ને વાચક તે પ્રવાહમાં તણાતો જાય છે તેની ઇચ્છા એવી હોય કે હવે આમાથી છૂટો થાઉં પણ તેમ તે કરી શકતો નથી. પ્રવાહમા ને પ્રવાહમાં તેને ખેંચાવું જ પડે છે. એ જ આ કથાની ખૂબી છે

**ત્રીજો ભવ—**

**वक्खायं जं भणियं, सीहाणंदा य तह पियापुत्ता।**
**सिहि-जालिणिमाइसुआ, एत्तो एअं पवक्खामि॥**

એ પ્રથમનું અનુસંધાન કરનારી ગાથા છે ત્રીજા ભવમાં સમરાદિત્યનો આત્મા શિખિકુમાર અને અગ્નિશર્માનો જીવ જાલિની તરીકે જન્મે છે કૌશામ્બીનગરીમાં ઈન્દુશર્મા બ્રાહ્મણને ત્યાં શુભંકરાની કુક્ષીએ જાલિનીનો જન્મ થયો છે ને ઉચિતવયે બુદ્ધિસાગર નામના મંત્રીના પુત્ર બ્રહ્મદત્ત સાથે તેને પરણાવી છે. દેવલોકથી ચ્યવીને તે જાલિનીની કુક્ષીમે ગુણસેનનો જીવ અવતરે છે. પુણ્યાત્માના પ્રભાવે માતાને સુન્દર સ્વપ્ન આવે છે પણ તેનું તે બહુમાન કરી શકતી નથી, વારંવાર ગર્ભનાશની ઇચ્છા કર્યા કરે છે. ગર્ભપ્રભાવે સુન્દર દોહદ જાગે છે, બ્રહ્મદત્ત તે પૂરે છે. બ્રહ્મદત્તને સ્ત્રીની ભાવનાની ખબર પડે છે એટલે તે પૂરેપૂરી સાવચેતી પૂર્વક બાળકને બચાવી લે છે જન્મ પછી બીજે સ્થળે ઉછરે છે ને તેનું 'શિખી' નામ રાખે છે. વખત જતાં જાલિનીને ખબર પડે છે ને શિખીને પણ બધી વાતની જાણ થાય છે. જાલિનીની ઇચ્છા તો તેને જીવતો જવા દેવાની નથી છતાં તત્કાલ તો તેને દૂર કરવાના સર્વ પ્રયત્નો કરે છે. શિખિકુમારને ઘણું દુઃખ થાય છે તે નગર બહાર જાય છે ને વિજયસિંહ નામે આચાર્ય મહારાજના સમાગમમાં આવે છે. સંયમ લેવા તત્પર થાય છે ને સુન્દર રીતે સંયમ સ્વીકારે છે. સંયમ માર્ગમા ઘણા જ આગળ વધે છે જાલિની સતત તેનું ખરાબ કરવાના વિચારો સેવ્યા કરે છે. એકદા મુનિને પોતાને ત્યાં પધારવાનો સંદેશ કહેવરાવે છે. શિખિમુનિ કેટલાએક મુનિઓ સાથે કૌશાંબી પધારે છે. માતાને ધર્મોપદેશ આપે છે. માયાવિની માતા વિશ્વાસ પમાડવાની ખાતર અનેક વ્રત-નિયમો લે છે પુત્રને પોતાને ત્યાં ભોજન કરવા આગ્રહ કરે છે પણ મુનિધર્મથી વિરુદ્ધ હોવાથી શિખિમુનિ ના પાડે છે એકદા પર્વને પારણે પ્રાતઃકાલમાં જ ઊઠીને કંસાર અને વિષમિશ્રિત મોદક લઈને ઉદ્યાનમાં જાય છે અને ત્યાં વપરાવવાનો હઠાગ્રહ લે છે માતૃસ્નેહથી વિવશ બનીને અકલ્પ્ય જાણતા છતાં વહોરે છે ને શિખિમુનિ મોદક વાપરે છે વિષની અસર થાય છે. આત્મચિંતવના કરતાં કરતાં કાળધર્મ પામીને શિખિમુનિ બ્રહ્મદેવલોકમા દેવ થાય છે ને જાલિનીનો જીવ દુર્ધ્યાને મરીને બીજી નારકીમાં નારકપણે ઉપજે છે એ રીતે ત્રીજો ભવ પૂર્ણ થાય છે.

અન્તર્કથા તરીકે આવતી વિજયસિંહ આચાર્યની કથા અર્થ કેવા અનર્થો કરાવે છે અને અનેક ભવો સુધી તેથી આત્માને કેટલું સહન કરવું પડે છે તેનો સુન્દર ચિતાર ખડો કરે છે પ્રસંગોપાત આચાર્યશ્રીએ આ કથામાં કરેલું નાસ્તિકવાદનું નિરસન પણ સચોટ અને મનનીય છે. દાનાદિ ચાર ધર્મોનું વર્ણન પણ વિશદ છે. તેમાં પણ દાનના પ્રકારો અને તેની સફલતા વિસ્તારપૂર્વક આ કથામાં છે.

જેમ મહાશ્રીમંતનો પરિવાર દરેક પ્રસંગે જુદા જુદા મનોહર અલંકારોથી વિભૂષિત થઈને જનસમાજના નયન મનને આકર્ષતો હોય છે તેજ પ્રમાણે અહીં પણ જુદે જુદે પ્રસંગે નવીન રીતે ઘડાયેલા વિવિધ અલંકારો ચિત્તને અપૂર્વ રીતે ખેંચી લે છે.

**ચોથો ભવ—**

**सिहि जालिणिमाइसुया, जं भणियमिहासि तं गयमियाणिं॥**
**वोच्छामि समासेणं, धण-धणसिरिमोय पइभज्जा॥**

એ ગાથાથી અનુસન્ધાન કરીને આ ચોથા ભવમાં ધન અને ધનશ્રીનું ચરિત્ર વર્ણવ્યું છે. સુશર્મનગરમાં સુન્ધવા નામે રાજા છે ને વૈશ્રમણ નામે એક મહાશ્રીમંત સાર્થવાહ છે. તેને શ્રીદેવી નામે ધર્મપત્ની છે. ધનદેવ યક્ષની પૂજા કરીને સંતાન યાચે છે ને શિખીનો આત્મા બ્રહ્મદેવલોકથી ચ્યવીને તે શ્રીદેવીની કુક્ષીએ અવતરે છે. જન્મ થાય છે ને પુત્રનું નામ 'ધન' એવું રાખવામાં આવે છે. એ જ નગરમાં પૂર્ણભદ્ર શેઠને ત્યાં ગોમતીની કુક્ષીએ જાલિનીનો જીવ સ્રીપણે જન્મે છે ને તેનું નામ ધનશ્રી રાખવામા આવે છે. કર્મયોગે ધન ને ધનશ્રીના વિવાહ થાય છે. અગ્નિશર્મા–તાપસના ભવમાં એક સંગમક નામનો તાપસ હતો–તે પણ પરિભ્રમણ કરતો અહીં નંદક નામે દાસ થયો છે ને ધનને ઘરે નોકરી કરે છે તેનો પરિચય ધનશ્રીને ખૂબ રુચે છે ને છેવટે તેની સાથે તે વધુ પડતા સંબંધમાં મુકાય છે. એક દિવસ કોઈ એક શ્રેષ્ઠીને ખૂબ દાન દેતા જોઈને ધનના હૃદયમાં પરદેશ જઈને ખૂબ કમાઈને આવું દાન દેવું–એવી ભાવના જાગૃત થાય છે. માતપિતાની અનુમતિ મેળવી કમાવા માટે નીકળે છે. નન્દક ને ધનશ્રી પણ સાથે જાય છે તેનો નાશ કરવા માટે ધનશ્રી ઘણા ઉપાયો રચે છે કામણ કરીને પેટનો વિચિત્ર વ્યાધિ કરે છે. પ્રસંગે સમુદ્રમાં નાખી દે છે ને સર્વસ્વ લઈને ચાલ્યા જાય છે. ભાગ્યયોગે ધન બચી જાય છે. કર્મયોગે અનેક સુખદુઃખનો અનુભવ કરતો છેવટે ધન સાર્થવાહ ખૂબ ધન કમાઈને પોતાના નગરમાં પાછો ફરે છે. માતાપિતા બધી વાત પૂછે છે. ધનશ્રીની હકીકત પૂછે છે પણ તે કાંઈ કહેતો નથી. છેવટે જાણે છે ત્યારે બધાને તે સ્રી ઉપર ધિક્કર ઉપજે છે. ધન નગર બહાર જાય છે. ત્યા યશોધર આચાર્યનો સમાગમ થાય છે. તેમનું ચરિત્ર સાંભળીને ભવનિર્વેદ જાગે છે, માતપિતાને સમજાવીને તેઓને સાથે લઈને સંયમ લે છે. શ્રુતજ્ઞાનનો સુન્દર અભ્યાસ કરી સંયમસ્થિર બની એકલા વિહારની પ્રતિમા ધારણ કરીને વિહાર કરે છે. વિહાર કરતાં કૌશાંબી નગરીએ જાય છે નન્દન ને ધનશ્રી પણ તે જ કૌશાંબી નગરીમાં રહે છે. ધનમુનિ તેને ત્યાં વહોરવા જાય છે. સ્રી તેને ઓળખે છે ને મારી નાખવાનો વિચાર કરતી તે ક્યાં છે તેની તપાસ કરવા દાસીને મોકલે છે રાતે ત્યાં જઈને મુનિની આસપાસ લાકડાં ખડકીને સળગાવી મૂકે છે. શુભ ધ્યાને કાળ કરીને મુનિ શક્ર દેવલોકમાં ઉત્પન્ન થાય છે. પાછળથી ધનશ્રી પકડાય છે ને નન્દક નાસી છૂટે છે. બધી વાત ફૂટે છે, સ્રીને અવધ્ય જાણીને હાંકી કાઢે છે. જતાં જતા સર્પદંશ થાય છે ને મરીને વાલુકાપ્રભા નારકીમાં જાયછે.

આ વિભાગમાં પ્રાસંગિક એક પુરોહિતના પૂર્વભવોનું વર્ણન અને યશોધર આચાર્યનું ચરિત્ર ઘણું જ રોચક ને વૈરાગ્યરસથી ભરપૂર છે. યશોધરચરિત્ર તો જુદું સ્વતંત્ર પણ પ્રસિદ્ધ છે. કથાવસ્તુ અને વર્ણન શૈલી એવો તાદાત્મ્યભાવ જન્માવે છે કે તેના સંસ્કારો આત્મામા ચિરકાલ સુધી સ્થિર રહે. આ ભવ વાંચવાની શરૂઆત ન કરી હોય ત્યાંસુધી ઠીક પણ શરૂ કર્યા પછી તેની પકડ એવી મજબૂત બને છે કે તે પૂર્ણ થાય ત્યારે જ તેમાંથી મુક્ત થવાય છે,

[ ચાલુ ]



# 'મુદ્રા-વ્યાપાર'નો સુસંગત અર્થ

લેખક : શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી, વડોદરા



**પ્રાચીન** સમયના શિલાલેખોમાં, તામ્રપત્રોમાં અને તાડપત્રીય પુસ્તકોમાં મહારાજાઓનાં નામો સાથે મહામાત્યોના નામોનો નિર્દેશ કરેલ છે, ત્યાં સંસ્કૃતમા પ્રાચીન પદ્ધતિ પ્રમાણે તેમને 'मुद्रा-व्यापार' કરતા જણાવ્યા છે, તેનો સુસંગત અર્થ મંત્રિ-મુદ્રા દ્વારા રાજાજ્ઞાથી કરાતો રાજ્યકારભાર-અધિકાર ઘટે છે કેટલાક સાક્ષરોએ કેટલેક સ્થળે તેનો અર્થ 'નાણાંનો વ્યાપાર-નાણાવટીનો ધંધો' એવો જણાવ્યો છે, તે વાસ્તવિક લાગતો નથી; છતાં ગતાનુગતિકતાથી તેવી ભૂલપરંપરા અભ્યાસીઓમા અને નવલકથા વગેરેમાં આગળ વધેલી અને વધતી જણાય છે, એથી એ તરફ ધ્યાન ખેંચવાનું અહીં ઉચિત વિચાર્યું છે.

સુપ્રસિદ્ધ આબૂના સં. ૧૨૮૭ના ફા. વ ૩ રવિવારના સંસ્કૃત શિલાલેખમા મંત્રીશ્વર **તેજપાલને** 'મહામંડલેશ્વર રાણા શ્રી**વીર**ધવલના સમસ્તમુદ્રા-વ્યાપારી' એવા વિશેષણથી ઓળખાવ્યા છે, "......महामडलेश्वरराणकश्री**वीर**धवलदेवसत्क**समस्तमुद्राव्यापारिणा**... **तेजः**पालेन ....."

ગિરનારના સ. ૧૨૮૮ વર્ષના ફા. શુ. ૧૦ બુધના ૬ શિલાલેખોમાં મહામાત્ય **વસ્તુપાલ** અને **લલિતાદેવીના** સુપુત્ર મહં જયતસિંહનો પરિચય કરાવતાં સૂચવ્યું છે કે તે સ. ૭૯ વર્ષ પૂર્વક (અર્થાત્ સંવત ૧૨૭૯થી લઈ ને) **સ્તંભતીર્થ** (ખંભાત બંદર)ના મુદ્રા-વ્યાપારો કરતો હતો, તે સમયમાં, તથા સં ૭૭ વર્ષમા (અર્થાત્ સવત્ ૧૨૭૭માં) શ્રીશત્રુંજય, ઉજ્જયંત (ગિરનાર) વગેરે મહાતીર્થોના યાત્રા-ઉત્સવોના પ્રભાવથી પ્રકટ થયેલ, શ્રીમદ્ દેવાધિદેવના પ્રસાદથી સંઘાધિપત્ય પ્રાપ્ત કરનાર, **ચૌલુક્ય** કુલરૂપી આકાશને પ્રકાશિત કરવામાં અદ્વિતીય સૂર્ય જેવા મહારાજાધિરાજ **લવણપ્રસાદ**દેવના પુત્ર મહારાજ શ્રી**વીર**ધવલદેવની પ્રીતિથી રાજ્યનુ સર્વ ઐશ્વર્ય સ્વીકારનાર, શ્રીશારદાના સ્વીકારેલ પુત્ર મહામાત્ય શ્રીવસ્તુપાલ, તથા તેમના અનુજ મહં. **તેજપાલ**, કે જે સ ૭૬ વર્ષ-પૂર્વક (અર્થાત્ સંવત્ ૧૨૭૬ વર્ષથી શરૂ કરીને) ગૂર્જર-મંડલમાં ધવલક્ક (ધોળકા) વગેરે નગરોમાં મુદ્રા-વ્યાપારો કરતા છતા-કરી રહ્યા હતા તે **તેજ**પાલે... ..એવો વર્ણનાત્મક વિસ્તૃત ઉલ્લેખ છે—

"स्वस्तिश्रीविक्रमसवत् १२८८ वर्षे फागुण शुदि १० बुधे श्रीमदणहिलपुरवास्तव्यप्राग्वाटान्वयप्रसूत......मह० श्री**ते**ज पालाग्रजन्मनो महामात्यश्री**वस्तु**पालस्यात्मजे मह० श्री**ललि**तादेवीकुक्षिसरोवरराजहंसायमाने मह० श्री**जयत**सिंहे **सं ७९ वर्षपूर्वं स्तंभतीर्थे (वेलाकुल) मुद्राव्यापारान् व्यापृण्वति सति** स. ७७ वर्षे श्री**शत्रुंजयो**ज्जयतप्रभृतिमहातीर्थयात्रोत्सवप्रभावाविर्भूतश्रीमद्देवाधिदेवप्रासादासादितसंघाधिपत्येन **चौलुक्य**कुलनभस्तलप्रकाशनैकमार्तंडमहाराजाधिराजश्री**लवण**प्रसाददेवसुतमहाराजश्री**वीर**धवलदेवप्रीति**प्रतिपन्नराज्यसर्वैश्वर्येण** श्रीशारदाप्रतिपन्नापत्येन **महामात्यश्रीवस्तुपालेन** तथा अनुजेन **सं. ७६ वर्षपूर्वं गूर्जरमंडले धवलक्कप्रमुखनगरेषु**

**मुद्राव्यापारान् व्यापृण्वता** मह० श्रीतेजःपालेन च......"

—રીવાઈઝડ લિસ્ટ ઑફ ઍન્ટીકવેરીઅન રીમેન્સ ઈન ધી બૉમ્બે પ્રેસીડન્સી વૉ. ૮ના પરિશિષ્ટમાં (પૃ. ૩૨૮) ગિરનાર ઈન્સ્ક્રિપ્શન્સ નં. ૨,૨૧–૨૯;–પ્રાચીન લેખમાળા ભા. ૩ (નિ. સા.);　　　　–પ્રાચીન જૈન લેખસંગ્રહ (ભા. ૨, લે. ૩૮ થી ૪૩)

[ સંગ્રાહક અને સંપાદક શ્રીજિનવિજયજી, સં. ૧૯૭૮માં, પ્રકાશક શ્રીજૈનઆત્માનંદ સભા, ભાવનગર ]

પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨જાના ગિરનાર પર્વતના લેખ ૩૮–૪૩ના અવલોકનમાં (પૃ. ૭૧માં) જણાવ્યું છે કે– "તેને મહં. શ્રીલલિતાદેવીથી મહં. શ્રીજયતસિંહ નામનો પુત્ર થયો જે સં. ૭૯ના વર્ષ **પહેલાં** સ્તંભતીર્થ (ખંભાત)માં **મુદ્રાવ્યાપાર** (**નાણાનો વ્યાપાર–નાણાવટીનો ધંધો**) કરતો હતો.[1] વસ્તુપાલ, કે જે ૭૭ની સાલ **પહેલાં** શત્રુંજય અને ગિરનાર આદિ મહાતીર્થોની યાત્રા કરી તથા મ્હોટા મહોત્સવો કરી શ્રીદેવાધિદેવ (તીર્થંકર–પરમાત્મા)ની કૃપાથી "સંઘાધિપતિ"નું પદ પ્રાપ્ત કર્યું હતું. તથા ચૌલુક્યકુલદિનમણિ મહારાજાધિરાજ શ્રીલવણપ્રસાદદેવના પુત્ર મહારાજ શ્રીવીરધવલની પ્રીતિથી જેણે "રાજ્યસર્વેશ્વર્ય (રાજ્યનું સર્વાધિકારત્વ–કારભાર) પ્રાપ્ત કર્યું હતું અને જેને સરસ્વતીએ પોતાના પુત્ર તરીકે સ્વીકાર કર્યો હતો (અર્થાત્ જે સરસ્વતીપુત્ર–કવિ કહેવાતો હતો) તેણે, તથા તેના નાના ભાઈ તેજપાલે કે જે પણ સં. ૭૬ની **સાલ પહેલાં** ગુજરાતના ધવલક્કક (ધોળકા) આદિ નગરોમાં **મુદ્રાવ્યાપાર** કરતો હતો, એ બન્ને ભાઈઓએ ....."

પહેલા ભાષાંતરની અસર અન્યત્ર ઊતરી આવી જણાય છે—

"તેજપાલ ખંભાતમાં **નાણાવટીનો ધંધો** કરતો હતો અને વસ્તુપાલ પાટણમાં ભીમદેવની સેવામાં હતો એમ જણાય છે. સં. ૧૨૭૬–૭૭ના અરસામાં લવણપ્રસાદના કહેવાથી તેમણે ધોળકાનું મન્ત્રીપદ સ્વીકાર્યું હતું"

—વાઘેલાઓનું ગૂજરાત (પૃ ૪)માં લે. શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા

[ સયાજી બાલજ્ઞાનમાલા–પુ. ૧૫૭, સં. ૧૯૯૫મા પ્ર. ]

—કેટલાક સાક્ષરોએ ઉપર્યુક્ત શિલાલેખોમાં વપરાયેલ 'वर्षपूर्वं' શબ્દને પંચમીતત્પુરુષ સમાસ માની તેનો અર્થ '**તે વર્ષ પહેલાં**' જણાવ્યો છે, પરંતુ દીર્ઘદૃષ્ટિથી વિચારતાં તેનો અર્થ '**તે વર્ષથી શરૂ કરીને**' લેવો ઘટે છે. મેરુતુંગસૂરિએ રચેલા પ્રબંધચિંતામણિમાં સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલ, અજયદેવ, બાલમૂલરાજ આદિનો રાજ્ય–કાલ દર્શાવતાં તેવા પ્રકારની વાક્ય–રચના કરેલી જોવામા આવે છે—

"संवत् ११५० पूर्वं श्रीसिद्धराजजयसिंहदेवेन वर्ष ४९ राज्यं कृतम् ।
संवत् ११९९ वर्षपूर्वं ३१ श्रीकुमारपालदेवेन राज्यं कृतम् ।
संवत् १२३० पूर्वं वर्ष ३　अजयदेवेन राज्यं कृतम् ।
संवत् १२३३ पूर्वं वर्ष २　बालमूलराजेन राज्यं कृतम् ।"

---

૧ સદ્‌ગત સાક્ષર ચીમનલાલ દલાલ તે વાક્યનો વાસ્તવિક અર્થ સમજ્યા હતા–તેથી તેમણે હમ્મીરમદમર્દન (ગા. ઓ. સિ. ન. ૧૦)ની પાછળની અંગ્રેજી નોટમાં નોંધ કરી છે કે–' એ જયતસિંહ–જૈત્રસિંહ (વસ્તુપાલ–પુત્ર) સં. ૧૨૭૯ થી ખંભાતમાં ગવર્નર હતા–' હી વોઝ ગવર્નર ઑફ કેમ્બે ફ્રોમ સંવત ૧૨૭૯ ફોરવર્ડ'

સરહદ પરનું એ સ્થળ હતું. ચોરો, જકાતખોરો ને જાસૂસોનો સદા ભય ત્યાં રહેતો. કુશળ કોટવાળ સિપાહીઓની ટુકડી સાથે આ પ્રદેશની રક્ષા માટે રહેતો. એણે એકાંત સ્થળમાં, ચૂપચાપ બેઠેલા આ બે જુવાનિયાઓને જોયા. કોટવાળે બંનેને પકડ્યા ને પૂછ્યુ: 'કોણ છો? ક્યાંથી આવો છો?'

બંને મૌનની પ્રતિજ્ઞાવાળા હતા પ્રાણ જાય પણ પ્રતિજ્ઞા ન તૂટે! બંનેમાથી એકે યે જવાબ ન આપ્યો

'પક્કા જાસૂસ લાગે છે;' કોટવાળે કહ્યુ ને સિપાઈઓને આજ્ઞા કરી કે એમની બોબડી બંધ છે, એને ખોલવાનો ઉપાય કરવો જોઈશે. બંનેને કૂવામાં ઊંધે માથે ટાંગી ડૂબકીઓ ખવરાવો.

આજ્ઞાનો તરત અમલ થયો. બંનેને દોરડા બાંધી કૂવામાં ટાંગવામાં આવ્યા, પણ મૌન અખંડિત રહ્યું. એ વખતે કેટલીક ભિક્ષુણીઓ ત્યા થઈને નીકળી. તેઓએ રાજા સિદ્ધાર્થના પુત્ર તરીકે મહાવીર વર્ધમાનને પિછાણ્યા. કોટવાળ શરમીંદો પડ્યો ને ચાલ્યો ગયો

ગુરુ અને શિષ્ય મુક્ત થયા ગુરુએ પ્રસન્ન વદને શિષ્યને પ્રશ્ન કર્યો: 'વત્સ! તું કેવી રીતે આવી વિપત્તિમા પણ મૌન જાળવી રહ્યો?'

શિષ્યે કહ્યુ: 'ગુરુદેવ! મને આપ વિષે વિશ્વાસ હતો. મને સંપૂર્ણ ખાતરી હતી, કે જ્યાં સુધી હું આપની સાથે છું, ત્યાં સુધી કોઈ મારું અનિષ્ટ નહિ કરી શકે!'

શિષ્ય પર ગુરુને અપૂર્વ ભાવ થયો. તેઓ સાધનાના દુર્ગમ પથ પર આગળ ને આગળ કદમ ભરતા ગયા.

ગુરુના તપ, જ્ઞાન ને પ્રજ્ઞા પાછળ ગોશાલક દીવાનો બન્યો હતો. એ દીવાનાપણું, એ ઘેલછા વણમાગ્યા કજિયા નોતરી લાવતી એક વાર કોઈ ગામમા બને ઊતર્યા હશે, ને પડખે ધર્મોત્સવ ઉજવાતો હશે. અનેક સ્ત્રીપુરુષો એમાં ભાગ લઈ રહ્યાં હતાં. તેઓ રંગ-બેરંગી વસ્ત્રો પહેરી, મદ્યપાન કરી, અનેક પ્રકારના ચાળા કરતા નૃત્ય કરતાં હતાં.

ગોશાલકથી આ ન સહેવાયુ. એણે ત્યાં જઈ ઉચ્ચ સ્વરે કહ્યું: 'અરે મૂર્ખો! આ મોક્ષમાર્ગ નથી. કંઈક સમજો. સાચું સમજવુ હોય તો આવો મારા ગુરુ પાસે.'

આમ બૂમબરાડાથી રંગમા ભંગ પડ્યો. સહુ ચિડાયાં. કેટલાક સશક્ત માણસોએ એને પકડ્યો ને મૂઢ માર મારવા માંડ્યો. પણ એમ દેહને કષ્ટ થાય તેથી સત્યને થોડું છુપાવાય! એણે તો પાછી એ જ વાત કહેવી ચાલુ રાખી. મહાપ્રયાસે નૃત્ય રંગ પર આવ્યું હતું, ત્યાં આ જડ તાપસે ફરી વિઘ્ન કરવું ચાલુ કર્યું. ફરીને એને કૂતરાની જેમ ઝૂડ્યો. આમ ત્રણ વાર બન્યું, પણ ગોશાલક કોનું નામ? એણે માર ખાતાં ખાતા ફક્ત એટલું કહ્યું: 'રે ભલા માણસો! મને મારા દેહની પરવા નથી, પણ સત્યની ફિકર છે.'

શિષ્યની આવી ઉચ્ચ મનોભાવના ને દૃઢ મનોવૃત્તિ જોઈ ગુરુ કંઈ કઈ આકાંક્ષાઓ સેવી રહ્યા. એક દહાડો એમણે કહ્યુ· 'વત્સ! શરીરની મમતા આપણને નથી ને હિંસાનો આપણા મનમાં લવલેશ ખ્યાલ નથી આ બે વસ્તુની પરીક્ષા માટે અનાર્ય દેશમાં — જ્યાંનું પંખી પણ આપણું પરિચિત ન હોય ત્યાં — જવા અને આપણા સિદ્ધાંતોને નાણી જોવા ઇચ્છું છું. ઇચ્છું છું કે તું મને અનુસરીશ.'

ગોશાલક વિચાર કરી રહ્યો. પણ ગુરુનું વચન એને અવિચારણીય હતું. સાંજે જ જંગલમાં દાવાગ્નિ લાગ્યો. લીલું ઘાસ અગરબત્તીની જેમ બળવા લાગ્યું. ગોશાલક ને ગુરુ બંને ધ્યાનમાં હતા. શિષ્યે બૂમ મારી : 'ગુરુ, ભાગો !'

પણ ગુરુ તો પથ્થરની પ્રતિમાશા ધ્યાનમગ્ન રહ્યા. સળગતો અગ્નિ સુરસુર કરતો, એમના પગની આસપાસ ફરી વળ્યો. બંને પગ શ્યામ બની ગયા, પણ ધ્યાનકાળ પૂરો કરીને જ ગુરુ ઊઠ્યા !

ગુરુની નિશ્ચલતા ને પોતાની ચંચળતા ગોશાલકના મનને દમી રહી. એણે પોતાની સહનશીલતાની પરીક્ષા આપવા અનાર્ય દેશ પ્રતિ પ્રયાણનો આગ્રહ સેવવા માંડ્યો.

[ ૨ ]

**અનાર્ય દેશનો** રોમહર્ષણ પ્રવાસ એક વાર નહિ, પણ બબ્બે વાર ગુરુ ને શિષ્ય કરી આવ્યા. નરમાંસભક્ષકોના દેશમાં એમના દેહમાંથી માંસપિંડ કાપી એ અનાર્ય દેશવાસીઓએ મિજબાની ઉડાવી. વાઘના બીજા અવતાર જેવા કૂતરાઓ એમના દેહને ક્ષત-વિક્ષત કરી ગયા, પણ બન્ને જણાએ દંડ સુદ્ધાં ન સાહ્યો ! બંને પોતાના આત્માની અવિજેયતામાં શ્રદ્ધા લઈ આર્યભૂમિ પર આવ્યા.

નિદાઘના દિવસો હતા. સૂર્ય સોળે કળાએ તપી રહ્યો હતો. માર્ગમાં એક તાપસ સૂર્યમંડળ પર દૃષ્ટિ સ્થિર કરીને તપ કરતો હતો. અગ્નિ વરસાવતો સૂર્ય એના દેહને તપાવતો હતો ! પણ એનું મન શીતળ હતું. એની મોટી જટામાં રહેલી જૂંઓ તાપથી અકળાઈ જમીન પર પડતી હતી. દયાભાવી તાપસ જમીન પર પડેલી જૂંઓને ઉપાડી ફરી ફરીને જટામાં મૂકતો હતો !

ગોશાલક જેવા આત્માના અપ્રતિરથ મહારથીને આ કાર્ય ક્ષુદ્ર લાગે તે સ્વાભાવિક હતું. એનાથી ખડખડ હસી પડાયું, ને બોલી જવાયુ : 'અરે, આ તે જોગી કે જૂંઓનો મિજબાન !'

આ શબ્દો તાપસના શ્રવણપટ પર અથડાતાં એનો ચહેરો તપાવેલા તાંબાના પતરા જેવો બની ગયો. એણે મોં ફેરવ્યું, ગોશાલક પર દૃષ્ટિ સ્થિર કરી. એ દૃષ્ટિમાંથી દાહ ઉપજાવતી હજારો અગ્નિજ્વાળાઓ જાણે બહાર પડી

'અરેરે ! બળી મૂઓ !' ગોશાલકે બૂમ પાડી. એની આજુબાજુનાં લીલાં કંચનવર્ણાં વૃક્ષો સાવ બળીને કાળા કોલસા જેવાં બની ગયાં હતાં. ગોશાલકને લાગ્યું કે પોતે પણ એ જ દશાને પ્રાપ્ત થઈ રહ્યો છે. ત્યાં સળગતા ગ્રીષ્મમાં કોઈ ભરી વાદળી એકાએક વરસી જાય ને શીતલતા પ્રસરાવી જાય, એમ ગોશાલક અપૂર્વ શીતલતાનો અનુભવ કરી રહ્યો.

એણે શ્રમપૂર્વક સ્વસ્થતા મેળવી તો એક અજબ દૃશ્ય જોયું. તાપસના નેત્રોમાંથી નીસરતા અગ્નિકિરણો સામે શ્રમણ મહાવીરના નેત્રોમાંથી ફૂટતી તેજસ્વી જલધારાઓ સંઘર્ષ સાધી રહી હતી ગમે તેવી આપત્તિમાં પણ પ્રતિકારમાં ન માનનાર ગુરુદેવ આજે શિષ્યની પ્રાણરક્ષા માટે પ્રતિકાર રચી રહ્યા.

તાપસનો ગર્વ ગળી ગયો.

મૃત્યુમાંથી ઊગરી ગયેલો ગોશાલક ગુરુચરણમાં પડ્યો ને ગદ્‌ગદ્ કંઠે બોલ્યો : 'પ્રભુ! આ શું હતું?'

'તેજોલેશ્યા.'

'તમે સામે કઈ શક્તિ મૂકી?'

'શીતલેશ્યા.'

'ગુરુદેવ, જે શક્તિ સામાન્ય તાપસને લભ્ય, તે મને શા કાજે અલભ્ય? મારી સાધનામાં કંઈ ત્રુટિ?'

'વત્સ, શક્તિ કરતાં સત્ત્વ તરફ જા! એ જ કલ્યાણપ્રદ છે. આ શક્તિ છે, ચમત્કાર છે; તને યોગીને તો સાવ સુલભ છે, પણ ચમત્કારમાં સિદ્ધિ નથી કલ્યાણ નથી. મોક્ષ નથી. કોઈ વાર મનનો નિગ્રહ શિથિલ થતાં એ આત્મનું ને પરનું અકલ્યાણ કરે છે.'

'ગુરુદેવ! મારે તેજોલેશ્યા સાધવી છે. મને સાધના બતાવો.' જાણે બાળહઠ બોલી

મહાન ગોશાલકે આમ આગ્રહ કરીને તેજોલેશ્યાની સાધના-વિધિ જાણી લીધી. એ સિદ્ધિ કરવા શ્રાવસ્તી નગરીમાં રોકાઈ ગયો.

શ્રમણ મહાવીર સામે સાધનાનો હજી લાંબો રાહ પડ્યો હતો. શિષ્યને ત્યાં છોડી તેઓ આગળ ચાલ્યા ગયા. જતાં જતાં એટલું કહ્યું કે, 'વત્સ! આત્મવિલોપન વગર આત્મ-વિજય અશક્ય છે, એ ભૂલીશ મા!'

બંનેના રાહ જુદા પડ્યા!

[ ૩ ]

**ગુરુ અને શિષ્યને** જુદા પડ્યે વર્ષો વીતી ગયાં. આર્ય ગોશાલક શ્રાવસ્તી નગરીમાં સાધના-સિદ્ધિ માટે સ્થિરવાસ કરી રહ્યા છે. શરદ ઋતુની ચંચળ વાદળીની જેમ વર્ધમાન મહાવીર દેશેદેશ ઘૂમી રહ્યા છે. એમના આત્મવિજયના સમાચારો અહીં આવ્યા કરે છે.

આર્ય ગોશાલકે શક્તિની સાધના પાછળ દેહ વિસારે પાડી દીધો છે. ચમત્કારમાત્ર મૂઠીમાં બાંધી લેવા એ મથી રહ્યા છે. નિમિત્તજ્ઞાન તો હસ્તામલકવત્ કર્યું છે. મનુષ્યમાત્રના લાભાલાભ, સુખ દુઃખ ને જીવિત-મરણ ભાખવામાં એ અચૂક પુરવાર થયા છે.

ઉપાસકોની સંખ્યા શુકલ પક્ષના ચંદ્રની જેમ વધતી ચાલી છે એક દિવસ સમાચાર આવ્યા કે શ્રમણ મહાવીરને ભૂત, ભવિષ્ય ને વર્તમાન વિષેનું કેવળજ્ઞાન ઊપજ્યું! એ સર્વજ્ઞ થયા!

લોકો ગુરુની કીર્તિ કરવા લાગ્યા. ગુરુની વાહવાહ બોલવા લાગ્યા. ગર્વરૂપી મ્યાનમાં એક જ તલવાર રહી શકે. પોતાની વાહવાહ ને ગુરુની વાહવાહ, એ બે વાત ન બને! ગર્વ પોતાના સિંહાસને અન્ય કોઈને સાંખી શકતો નથી. આર્ય ગોશાલકના અંતરમાં સૂતેલો ગર્વ જાગ્યો. ગુરુના માનમાં પોતાના જ્ઞાનની માનહાનિ પેખી એણે હુંકાર કર્યો:

'રે મૂર્ખ લોકો! જ્ઞાનમાં કંઈ ન જાણો ને માથાકૂટ લઈ બેઠા છો! લાભાલાભ, જીવિત મૃત્યુ, સુખ-દુઃખ ભાખે એ સર્વજ્ઞ! હું તો એ સીમા ક્યારની ઓળંગી ચૂક્યો છું'

'એની ખાતરી શી?' ઉત્સવમાં ભાગ લઈ રહેલી હલાહલા કુંભારણે પ્રશ્ન કર્યો. નગરની એ શ્રીમંત સ્ત્રી હતી, જાજરમાન હતી, સાધુસંતોની સેવિકા હતી.

'સર્વજ્ઞ પાસે પણ ખાતરી માગવાની? શાન્તમ્ પાપમ્! હલાહલા! તારા નિભાડામાંથી ચાર માટલાં માત્ર સુપક્વ નીકળશે, સો અપક્વ, ને બાકી ખંડિત નીકળશે. જા, કરી લે સર્વજ્ઞત્વની ખાતરી!'

હલાહલા નિંભાડે ગઈ. આખો નિભાડો ઉકેલાવ્યો. જોયું તો ગુરુના કહેવા મુજબ જ નીકળ્યું. એણે આવીને ગુરુના ચરણમાં પડી કહ્યું: 'મારે મંદિરિયે પધારો, મા'રાજ!'

ગુરુને આછો આછો મદ વ્યાપી રહ્યો. કર્તુમ્, અકર્તુમ્, અન્યથા કર્તુમ્ કઃ સમર્થઃ?

આર્ય ગોશાલક હલાહલાના મંદિરે વસ્યા. એમની કીર્તિના ધજાગરા ચઢયા. આત્મસાધનાને બદલે આર્ય ગોશાળક શિષ્યસાધનામાં પડી ગયા. અખંડ કીર્તિના સ્વામી બન્યા. પ્રતિસ્પર્ધા માત્ર મહાવીરની કીર્તિની રહી. ભૂતકાળનુ શિષ્યત્વ એમાં સોનાની થાળીમાં લોઢાની મેખ બની રહ્યું.

એક દહાડો મગધપતિ બિંબિસારના પુત્ર અજાતશત્રુ એને ઘેરે પધાર્યા. પિતા પુત્ર વચ્ચે ખટરાગ હતો. પિતૃહત્યાની તરસ દિલમાં જાગી હતી. ભગવાન મહાવીર અને ભગવાન બુદ્ધ તરફ તેમને કંઈક કહેવાપણું હતું. એ ગોશાલકને ચરણે પડયા.

આય ગોશાલકે આશ્વાસન આપતાં કહ્યું: 'નિરર્થક ચિંતા ન કરીશ. આ મેં કર્યું, આ મારાં બલ વીર્ય કે પરાક્રમથી થયું, એ મિથ્યા આભાસમાત્ર છે. માણસ માટે જેવી નિયતિ હશે, તે પ્રમાણે થશે.'

રાજાએ વધારામાં પૂછ્યું. 'મારો મોક્ષ નહિ થાય?'

જવાબ મળ્યો: 'રાજા! સૂતરનો દડો ઉકેલવા ગાડયો એટલે ઊકલી જ જવાનો. નિશ્ચિત રહો.'

મહારાજ અજાતશત્રુ પ્રસન્ન વદને પાછા ફર્યા. મહાન ગોશાલકને ગુરુ તરીકે જાહેર કર્યા. એમના આજીવિક સંપ્રદાયને અનેક બક્ષિસો કરી.

બીજી તરફ શ્રમણ વર્ધમાનની કીર્તિ પણ વધતી જતી હતી. એમણે ઇન્દ્રભૂતિ ગૌતમ જેવા ૧૧ દિગ્ગજ વિદ્વાન બ્રાહ્મણોને હરાવી શિષ્ય બનાવ્યા હતા. એ સમાચાર આપનારને આર્ય ગોશાલકે કહ્યું:

'અરે! અગિયાર તો શું, મારા એક શિષ્યને પણ હરાવે તો ખરા વહું. એ તો જ્યારે ભેટો થાય ત્યારે વાત. અરે! મહાદેવજીનો મહિમા ભરડો જાણે! તમે શું જાણો?'

એક વાર પ્રેમમૂર્તિ મહાવીરનો પ્રેમભર્યો સદેશ આવ્યો. એમણે કહેવરાવ્યું હતું: 'વત્સ! અતિ સ્ત્રીપરિચય સાધકને સારો નહિ!' આ સદેશમાં એને પોતાનું ને કુંભકારરાણી હલાહલાનું અપમાન ભાસ્યુ. એણે સામો વળતો સંદેશ કહાવ્યો:

'અરે! મને સર્વજ્ઞને વત્સ કહેનાર એ મહાવીર વર્ધમાન કોણ છે? એને કહેજો કે જે ગોશાલકને તમે જોયો હતો, એને તો સાત ભવ થઈ ગયા. જેને પોતાના ચિત્તનો વિશ્વાસ ન હોય એ સ્ત્રીથી ડરે. ગારુડીને ગમે તેવા ઝેરી સાપનો ભો કેવો? એ તો જેમ દોરડા સાથે ખેલે એમ સાપ સાથે રમે.'

આમ ને આમ સોળ વર્ષનો સુદીર્ઘ ગાળો વીતી ગયો. આર્ય ગોશાલક આ સમય દરમ્યાન શ્રમણ ભગવાન મહાવીર સાથે માનસિક સંગ્રામ ખેલતા રહ્યા. પ્રત્યક્ષ સંગ્રામ કરતાં એ સંગ્રામ ભયંકર હતો.

[ ૪ ]

**આજ શ્રાવસ્તી નગરીમાં** શ્રમણ ભગવાન મહાવીર આવતા હતા. નગરજનો પોતાને ત્યાં સોળ વર્ષથી રહેલા સર્વજ્ઞ આર્ય ગોશાલક અને સર્વજ્ઞ મહાવીર બંને વિષે જાણવા ઉત્સુક હતા. તેઓએ શ્રમણ મહાવીરને સર્વજ્ઞ, જિન, અર્હંતના નામે વધાવ્યા. ઉત્સુક નગરજનોએ પહેલી જ ધર્મસભામા પ્રશ્ન કર્યો :

'શું આર્ય ગોશાલક જિન, સર્વજ્ઞ ને અર્હંત નથી ?'

ધર્મસંકટ આવ્યુ પણ અસત્ય ઉત્તર આપી શકાય તેમ નહોતું. શ્રમણ મહાવીરે કહ્યું 'એ ૭ મહાનિમિત્તોનુ જ્ઞાન ધરાવે છે, પણ સર્વજ્ઞ નથી.'

ધર્મસભા પૂરી થયે, નગરજનો તરત જ આર્ય ગોશાલક પાસે પહોંચ્યા. લોક લડાઈનું રસિયુ હોય છે. શ્રમણ મહાવીરની વાત કહી આર્ય ગોશાલકને લાગ્યું કે આ મહાવીર મારી સોળ વર્ષની કીર્તિને સાફ કરી નાખશે. એમના અંતરમાં ભયંકર પ્રતિકાર જાગ્યો. એ વખતે આનંદ નામના મહાવીરના શિષ્ય ત્યાં થઈને નીકળ્યા.

ગોશાલકે ભયંકર ગર્જના કરતાં કહ્યું: 'કહી દેજો તમારા એ ...ને ! મને છંછેડીને સાર નહિ કાઢો.'

ભગવાન મહાવીરને આ સમાચાર મળતા તેમણે તમામ શિષ્યોને સૂચન કર્યું કે એના વિરુદ્ધ કંઈ ન બોલવુ. ત્રાજવું ભલે પોતાના ભારથી જ તૂટી જાય. પણ નગરજનોમાં આ બે સર્વજ્ઞો વચ્ચેના સંઘર્ષનો ભારે ઉત્સાહ હતો. તમાશાને તેડું મળ્યું. તેઓએ આખરે ગોશાલકને મેદાને પાડયો. એ સશિષ્ય–પરિવાર શ્રમણ મહાવીરના ઉતારે આવ્યો. માણસ તો મા'તું નહોતું.

આર્ય ગોશાલકે પોતાનો વાણી–વ્યાપાર ચાલુ કર્યો શ્રમણ મહાવીર સ્વસ્થ બેઠા સાંભળી રહ્યા. ગોશાલકનો વેગ આથી વધ્યો. એણે ગાલિપ્રદાન શરૂ કર્યું. જેટલું કડવુ બોલી શકાય તેટલું બોલવા માંડયું. વાતાવરણ ક્ષુબ્ધ થઈ ગયું. સાધુઓમાં ઉશ્કેરણીનું મોજું ફરી વળ્યું.

શ્રમણ મહાવીરે સાધુઓને શાન્ત કરવા કહ્યું ' એની એવી પ્રકૃતિ છે. પ્રકૃતિ ને પ્રાણ સાથે જાય. ક્રોધ કરતા કરુણા કલ્પે એવા તરફ.'

પણ આ શબ્દોએ ગોશાલકને વધુ ઉગ્ર બનાવ્યો. એણે કટુ વચનોથી વાયુમંડળ ભરી દીધુ. માનવમેદની પણ ગોશાલક તરફ જરા નારાજી બતાવી રહી. સર્વાનુભૂતિ નામના મહાવીર–શિષ્યથી ન રહેવાયુ; એ બોલ્યા.

'રે ગોશાલક ! કોઈ શ્રમણ કે બ્રાહ્મણ પાસેથી એક પણ આર્ય–વચન શીખ્યા હોઈએ તોય તે બહુમાન કરવા યોગ્ય છે; તો તુ તો શ્રમણ ભગવાન મહાવીરનો જ શિષ્ય છે. એમની પાસેથી સર્વ વિદ્યા શીખ્યો છે પછી આ અનાર્યપણું કેવું ? અથવા ભગવાને કહ્યું એમ તારી પ્રકૃતિમાં જ એ તત્ત્વ છે ? ભલે ત્યારે, દદતુ દદતુ ગાલી–ર્ગાલીમન્તો ભવન્તઃ ( ખૂબ ગાળો આપો, કારણ કે એ મય જ તમે છો. )

છેલ્લા વાક્ય સાથે આજુબાજુની મેદની હસી પડી. આર્ય ગોશાલક ઉશ્કેરાયો. એણે ભયંકર ફુત્કાર કર્યો. સાથે નેત્રોમાંથી દૃષ્ટિવિષ સર્પ જેવી જ્વાલા કાઢી. શિખામણ આપવા આગળ આવેલા મુનિ ત્યાં ઢીમ થઈને ઢળી પડ્યા. એમના સ્થાને સુનક્ષત્ર મુનિ આવ્યા. એ બે શબ્દો બોલે, તે પહેલાં તેઓ પણ ગોશાલકની આંખમાંથી નીકળતી પીંગળી જ્વાલાઓમાં ભસ્મીભૂત! વાતાવરણ એકાએક ગંભીર બની ગયું. આખરે એ સ્થાન લેવા આવતા બીજા મુનિઓને પાછળ રાખી, શ્રમણ ભગવાન મહાવીરે એ સ્થાન લીધું.

ગોશાલકે પોતાના એકમાત્ર પ્રતિસ્પર્ધીને નીરખ્યા. એનામાં અજબ ઝનૂન વ્યાપી રહ્યું. એ સાત–આઠ કદમ પાછો હઠયો; મોટી આંખોને વિશેષ વિસ્તીર્ણ કરી. તરત જ સળગતી આગનું વર્તુલ શ્રમણ મહાવીરના દેહને વીંટી વળેલું દેખાયું.

'તેજોલેશ્યા! હા, હા, હા! મહાવીર! હવે માંડ છ મહિના કાઢીશ!' ગોશાલકે આકાશને વીંધતું અટ્ટહાસ્ય કર્યું. પણ બીજી પળે તેણે આશ્ચર્ય સાથે જોયું કે પેલું તેજ–વર્તુલ મહાવીરના દેહમાં પ્રવેશ કરવાને બદલે એમની પરકમ્મા કરી રહ્યું હતું!

અને ગોશાલક આ અજબ ઘટના અંગે કંઈક વિચારે એ પહેલાં એ તેજવર્તુલ પાછું ફર્યું. એની તરફ ધસ્યું ને એના જ દેહમાં સમાઈ ગયું. ક્ષણમાત્રમાં તો દેખાવડો ગોશાલક બિહામણો બની ગયો.

મહાવીરે તો એ જ સ્વસ્થતાથી કહ્યું. 'ગોશાલક! હાથનાં કર્યાં આખરે હૈયે વાગ્યાં! મારે હજી સોળ વર્ષ સુધી આ દેહ–ભાર વેઠવાનો છે. પણ તારે માટે તો માત્ર સાત રાત્રિ–દિવસ બાકી છે. બધું ભૂલી જા! અસારને સાર ન માની લે એક માત્ર આત્માની ચિંતા કર! એક દહાડો તને મારા પર આંધળો અનુરાગ હતો. આજે તું દ્વેષમાં અંધ બન્યો છે. રાગ અને દ્વેષ તો એક ઢાલની બે બાજુ છે. વીસરી જા! સ્વસ્થ થા! શાન્ત થા!'

મુમુર્ષુ સર્પની જેમ કાતિલ નજર કરતો, ગોશાલક પાછો ફર્યો. દેહ પર દવ પ્રગટયો હતો. સાતમે દિવસે ગોશાલક મૃત્યુ પામ્યો. શ્રવણ મહાવીર શ્રાવસ્તી છોડી ગયા.



**એક વાર ભગવાન મહાવીરના** અનન્ય ભક્ત મગધરાજ બિંબિસારે પ્રશ્ન કર્યો: 'પ્રભો! મારી શી ગતિ થશે?'

'નરકગતિ,' રાજવી શિષ્યની શેહ રાખ્યા વગર ગુરુએ કહ્યું.

'અને ગોશાલકની?'

'સદ્ગતિ!'

રાજાજી મૂઝાઈ ગયા. એમણે પ્રશ્ન કર્યો: 'પ્રભો! આપના ભક્તોને નરક અને આપના નિંદકોને સ્વર્ગ? આ તે કેવો ન્યાય!'

'અદલ ન્યાય! છેલ્લી પળે એને મારી શિખામણ સાચી લાગી, અને મૃત્યુની અંતિમ પળો ઉજમાળ કરી. રાજન્! જીવનમાં સાધનાની કિંમત છે, સ્નેહની નહિ,' ભગવાન મહાવીરે સ્પષ્ટ કહ્યું.

# સમરાઇચ્ચ-કહા

## [ પરિચય ]

[ ગતાંકથી પૂર્ણ ]

લેખક :—પૂજ્ય પં. શ્રી. ધુરંધરવિજયજી

### નવમો ભવ—

गुणचंद—वाणमंतर, जं भणियमिहासि तं गयमियाणिं ॥
वोच्छामि जमिह सेसं, गुरूवएसाणुसारेणं ॥ १ ॥

**ઉજ્જયિની** નગરી છે. પુરુષસિંહ રાજા છે. સુન્દરી મહારાણી છે. ગુણચંદ્રનો આત્મા મહારાણીની કુક્ષિએ જન્મ લે છે. આ જન્મ લેવાનું તે આત્માને છેલ્લું છે. રાજપુત્ર—જન્મોચિત સર્વ કાર્યો ઉત્તમ પ્રકારે કરે છે ને પુત્રનુ નામ 'સમરાદિત્ય' રાખવામાં આવે છે

વાનમંતરનો જીવ નરકમાંથી નીકળી પરિભ્રમણ કરતો અગ્નિકને ત્યાં યક્ષદેવાની કુક્ષિએ પુત્રપણે જન્મે છે ને 'ગિરિષેણ' એવુ તેનું નામ પાડવામાં આવે છે. અનેક ભવોથી આત્માને સંસ્કારિત કરતા સમરાદિત્યના આત્માનું વલણ આ ભવમાં સતત ધર્મ તરફ જ રહે છે. સંસારની કે રંગરાગની વૃત્તિ કે વાત તેને જરી પણ રુચતી નથી. રાજા વગેરે મોહવશ ઇચ્છે છે કે કુમાર ભોગવિલાસમાં રક્તને સક્ત બને તો સારુ. તે માટે અશોક વગેરે એવા મિત્રોને પણ કહી રાખે છે કે તમે કુમારની ચિત્તવૃત્તિને મોહિત કરો, પરંતુ તે મિત્રો પણ કુમારના પરિચયથી ને પ્રભાવથી ઊલટા તેના મતમાં મળી જાય છે. રાજા પ્રસંગે પ્રસંગે ઘણી ઘણી મોહક સાધનસામગ્રી કુમાર માટે યોજે છે પણ તેમાં તેનું મન લલચાતું નથી તે તો વૈરાગ્ય તરફ વધુ ને વધુ ખેંચાતો જાય છે. અહીં કુમારના વર્તનમાં ખરેખર દેખાઈ આવે છે કે—

विकारहेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि त एव धीरा ॥

—વિકારના કારણો છતાં જેઓનાં મન વિકારને પામતા નથી તેઓ જ ખરેખર ધીર છે.

વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ ત્રણ કેવાં અપ્રતિકાર્ય છે તેનું ચિત્રણ એટલું સુન્દર છે કે ચિત્તફલક પર એ ચિત્રણ ચડયા પછી નથી તો ઝાંખુ પડતુ કે નથી તો દૂર ખસતુ. પિતાના આગ્રહથી કુમાર વિલાસવતી અને કામલતા નામે બે રાજકુમારીઓ સાથે વિવાહ કરે છે. કુમારને આકર્ષવાને બદલે બન્ને કુમારીઓ કુમારના વિચારમાં રંગાઈ જાય છે વિષયાધીન આત્માના વિરૂપ વિપાકનું જે વર્ણન કુમારે તે બન્નેને કહ્યું તેની ઊંડી અસર તેના ઉપર પડી અને યાવજ્જીવ બ્રહ્મચર્યવ્રતનું પરિપાલન કરવાનો સર્વેએ દૃઢ નિશ્ચય કર્યો. દેવોએ પણ તેઓના તે નિર્ણયને અનુમોદ્યો. રાજા-રાણી પણ છેવટે હર્ષિત થયાં. તેઓ પણ કુમાર પાસે ગયાં ને કુમારની વાત સાંભળીને સંવેગ તરફ આકર્ષાયાં. સંસારની વિચિત્રતાઓની પરંપરા જ્યારે કુમાર જણાવે છે ત્યારે ભલભલાને એમ થઈ જાય છે કે આ સંસાર ખરેખર, અસાર ને દુઃખનો ભંડાર છે. પરિણામે કુમાર માતા-પિતા સ્ત્રીઓ, મિત્રાદિ સર્વ સ્વજન-સંબંધીઓ સાથે પ્રભાસ-આચાર્ય મહારાજ પાસે મહામહોત્સવ પૂર્વક સંયમ સ્વીકારે

રાજા પોતાના ભાણેજને રાજ્ય સોંપે છે. પુરજન માત્ર આનંદિત થાય છે. ફક્ત એક ગિરિષેણુના હૃદયમાં અકારણુ દ્વેષ જાગે છે ને તે કુમારને મારવાની વિચારણા કર્યા કરે છે. વખત જતાં અનેક શિષ્ય પરિવાર સમેત સમરાદિત્ય મુનિ અયોધ્યા નગરીએ પધારે છે. રાજા અને નગરજનો દર્શન વંદન માટે આવે છે ને દેશનામાં એટલા તાત્ત્વિક ભાવો સમજાવે છે કે જે અનેક તત્ત્વગ્રન્થો જેવા છે. કાળચક્રનું સ્વરૂપ, કર્મની પરિસ્થિતિ, કર્મબંધના હેતુઓ, મુનિધર્મની મહત્તા ઇત્યાદિ અનેક વિષયો આવે છે. એ પ્રમાણે અનેક આત્માને પ્રતિબોધ કરતા સમરાદિત્ય મુનિ ગામાનુગામ વિહાર કરતાં અવંતી પધારે છે ત્યાં એકદા એકાંતમાં પ્રતિમા ધ્યાને રહ્યા છે. મુનિની પાછળ પડેલો ગિરિષેણુ પણુ ઠીક અવસર મળ્યો એમ વિચારી ધ્યાને રહેલા મુનિના શરીર ઉપર આજુબાજુથી ચીંથરાં વીણી લાવીને વીંટે છે. તે ઉપર અળસીનું તેલ છાંટે છે ને પછી અગ્નિ ચાંપે છે. ધ્યાનની ધારાએ ચડેલા મુનિને શરીરની પરવા નથી. તેઓ તો ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થાય છે ને ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામે છે. વેલન્ધર દેવ સપરિવાર ત્યાં આવે છે ને અગ્નિ હોલવી નાખીને મુનિના શરીર ઉપરનાં ચીંથરાં દૂર કરે છે. રાજા વગેરે ત્યાં આવી ચડે છે વાતની જાણુ થાય છે. ગિરિષેણુ પણુ હૃદયમાં શરમાય છે પોતાના અપકૃત્ય માટે, મુનિની મહાનુભાવતા તેના હૃદય ઉપર અસર કરી જાય છે ને તે ચાલ્યો જાય છે.

સમરાદિત્ય કેવલી ધર્મદેશના આપે છે. નરક–ગતિનાં દુઃખો અને દેવલોકનાં સુખો કેવાં છે તે સમજાવે છે ને પછી મોક્ષનાં સુખો કેવાં અનુપમેય છે તેનુ વર્ણન ભિલ્લ અને નગર સુખના ઉપનયવાળા દૃષ્ટાંતથી વર્ણવે છે છેવટે વેલન્ધર દેવ આ ઉપસર્ગનું કારણુ પૂછે છે. ત્યારે કેવલી ભગવંત સર્વ સંબંધ કહે છે ને ગિરિષેણુનો આત્મા અસંખ્યાતા પુદ્ગલ પરાવર્તો પછી સમ્યક્ત્વ પામશે એમ જણાવે છે

અત્યારે તો તેણે ગુણુ પક્ષપાત બીજ પ્રાપ્ત કર્યું છે તે બીજક તેની સમ્યક્ત્વ પ્રાપ્તિમાં પરંપરાએ કારણુભૂત બનશે.

સમરાદિત્ય કેવલી ભગવંત ત્યાંથી વિહાર કરી જાય છે. ગિરિષેણુ ભૂંડે હાલે મરીને સાતમી નરકે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા નારક તરીકે ઉપજે છે ને શૈલિશીકરણુ કરી બાકીનાં ચાર અઘાતી કર્મનો અંત કરીને સમરાદિત્ય કેવલી ભગવંત સિદ્ધિગતિના શાશ્વત સુખના ભોગી બને છે.

કર્મના સકંજામાં સપડાયેલો એક આત્મા અનંત કાળ સંસારમાં ભમે છે અને કર્મની સામે ઝઝૂમતો અન્ય આત્મા ઉત્તરોત્તર પ્રશમ–ભાવમાં આગળ વધતો અનંત સંસારનો અંત સાધી સિદ્ધિ મેળવે છે તે આ ચરિત્રમાં સ્પષ્ટ છે ચરિત્રકાર પૂજ્ય હરિભદ્રસૂરિજી મહારાજ પણુ ગ્રન્થ સમાપ્તિ કરતાં આશીર્વાદ આપે છે કે—

जं विरइऊण पुण्णं, महाणुभावचरियं मए पत्तं ॥
तेण इहं भवविरहो, होउ सया भवियलोयस्स ॥

મહાનુભાવ ( સમરાદિત્ય )નું આ ચરિત્ર રચીને મેં જે પુણ્ય પ્રાપ્ત કર્યું હોય તેથી ભવ્ય લોકને સદા ભવનો વિરહ થાઓ.

આમ ઉપસંહારમાં 'વિરહ' પદ કે જે આ સર્વ રચનામાં બીજભૂત બન્યું છે તે પણ સુન્દર રીતે યોજ્યું છે. આપણે પણ આવાં ચરિત્રો દ્વારા ભવવિરહને ઇચ્છીએ.

## કથામાંથી કેટલીક સમજાતી વાતો

આ સમરાઇચ્ચકહા એ એક કાવ્ય ગ્રન્થ હોવા છતાં તેમાંથી પ્રાસંગિક અનેક વિષયો જાણવા મળે છે. જૈન દર્શનનું તત્ત્વજ્ઞાન સ્થળે સ્થળે મુનિવરોની દેશનામાં ઘણું જ આવે છે. વ્યવહારના અને મુનિ જીવનના આચારો અને પ્રક્રિયા પણ આ કથા વ્યવસ્થિત સમજાવે છે.

શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન મુનિઓમાં 'ધર્મલાભ' એ પ્રમાણે આશીર્વચન બોલવાનો વર્તમાનમાં પણ વ્યવસ્થિત ચાલુ વ્યવહાર છે. આ કથામાં સેંકડો વખત મુનિઓએ એ આશીર્વચન ઉચ્ચાર્યાના ઉલ્લેખો છે એટલે વર્તમાનમાં પ્રચલિત આશીર્વચન શ્રી હરિભદ્રસૂરિજી મ ના સમયમાં પણ પ્રચલિત હતું એ નિર્વિવાદ છે અને તેઓશ્રીના ઉલ્લેખ પ્રમાણે તો આશીર્વચન જ સનાતન રૂઢ છે, અને એમ જ હોવું જોઈએ એમ બુદ્ધિને પણ સમજાય છે. આ આશીર્વચન સિવાય મુનિના મુખે શોભે એવું નિર્દોષ આશીર્વચન અન્ય કલ્પી શકાતું નથી.

## કથાના અનુયાયી અને પ્રશસ્તિ

આ કથાને અનુસારે છૂટક છૂટક ઘણું લખાયું છે. શ્રી. પ્રદ્યુમ્નસૂરિજી મહારાજે 'સમરાદિત્યસંક્ષેપ' શ્લોકબદ્ધ સંસ્કૃત ભાષામાં લખેલ છે. એ ગ્રન્થ પણ સંસ્કૃત કાવ્ય ગ્રન્થોમાં પ્રધાન સ્થાને મૂકી શકાય એટલું સામર્થ્ય ધરાવે છે. પં. પદ્મવિજયજી મહારાજે 'શ્રીસમરાદિત્યરાસ' ગુજરાતીમાં પદ્યબંધ લખીને પ્રાકૃત-સંસ્કૃતના અણજાણ આત્માઓ ઉપર અનુપમ ઉપકાર કર્યો છે. રાસની રચના પણ પૂર્ણ સામર્થ્યવાળી છે પ્રશમરસ નિતરતી આ કથા જ એવી છે કે જે એમ ને એમ અસર કરે તો પછી સમર્થ વ્યક્તિઓને હાથે લખાયેલ કેમ ન કરે ? એ સિવાય ગુજરાતી ભાષામાં ગદ્યરૂપે પણ આ કથાનું પુસ્તક પ્રકટ થયેલ છે.' વેરનો વિપાક' નામે ટૂંકમાં પણ આ ચરિત્ર ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલ છે. ટૂંકા રાસરૂપે પણ રચના થઈ છે.

આ કથાની પ્રશસ્તિ ગાતાં કવિવર્ય ધનપાલે 'તિલકમંજરી'માં એ રમ્ય સૂક્ત મૂક્યું છે, તે આ પ્રમાણે છે —

निरोद्धुं पार्यते केन, समरादित्यजन्मनः ॥
प्रशमस्य वशीभूतं, समरादित्यजन्मनः ॥

—સમરાદિત્યથી ઉત્પન્ન થયેલ પ્રશમને અધીન થયેલું ને યુદ્ધ વગેરેને ત્યજતું મન કોના વડે રોકી શકાય ? અર્થાત ન જ રોકી શકાય.

કવિ ધનપાલનું ઉપરોક્ત કવન મનનપૂર્વક આ કથા વાંચ્યા પછી સર્વથા સત્ય છે એમ સહૃદયને લાગ્યા વગર રહેતું નથી.

સૂર્ય-ચન્દ્રના પ્રકાશ સુધી આ કથા અંતરને અજવાળતી રહે એ જ અભિલાષા.

# ગુણસેન અને અગ્નિશર્માના ભવસંબંધોનો કોઠો

| માનવ ભવ ક્રમ | ગુણસેનના તે તે ભવના નામ | અગ્નિશર્મા ના નામ | ગુણસેન અને અગ્નિશર્માનો સબંધ | ગુણસેનના માતા-પિતા અને નગરી | અગ્નિશર્માના માતા-પિતાનાં નામ | ગુણસેનના અનન્તર ભવો | અગ્નિશર્માના અનન્તર ભવો |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગુણસેન | અગ્નિશર્મા | રાજપુત્ર પુરોહિતપુત્ર | પૂર્ણચંદ્ર રાજા કુમુદિની રાણી ક્ષિતિપ્રતિષ્ઠિત | યજ્ઞદત્ત-સોમદેવા | સૌધર્મ દેવલોક એક સાગર | વિદ્યુતકુમાર ૧॥ પલ્યોપમ |
| ૨ | સિંહ | આનંદ | પિતા—પુત્ર | પુરુષદત્ત રાજા શ્રીકાંતા રાણી જયપુર | સિંહ કુસુમાવલી | સનત્કુમાર દેવલોક ૫-સાગર | રત્નપ્રભા નારક ૧-સાગર |
| ૩ | શિખિ-કુમાર | જાલિની | પુત્ર—માતા | બ્રહ્મદત્તવિપ્ર જાલની કોસંબનગર | ઇન્દ્રશર્મા-શુભંકરા | બ્રહ્મદેવલોક ૯-સાગર | શર્કરાપ્રભા નારક ૩-સાગર |
| ૪ | ધન | ધનશ્રી | પતિ—પત્ની | વૈશ્રમણ શેઠ શ્રીદેવી સુશર્મનગર | પૂર્ણભદ્ર-ગોમતી | શુક્રકલ્પ ૧૫-સાગર | વાલુકાપ્રભા નારક ૭-સાગર |
| ૫ | જયકુમાર | વિજય | મોટાભાઈ નાનાભાઈ | સૂરતેજ રાજા લીલાવતી રાણી કાકંદીનગરી | સૂરતેજ-લીલાવતી | આનત દેવલોક ૧૮-સાગર | પંકપ્રભા નારક ૧૦-સાગર |
| ૬ | ધરણ | લક્ષ્મી | પતિ—પત્ની | બંધુદત્ત શેઠ હારપ્રભા માકંદીનગરી | કાર્તિક શેઠ-જયા | આરણ દેવલોક ૨૧-સાગર | ધૂમપ્રભા નારક ૧૭-સાગર |
| ૭ | સેનકુમાર | વિષેણ | કાકા—કાકાના ભાઈઓ | અમરસેન રાજા જયસુંદરી રાણી ચંપાનગરી | હરિષેણ-તારપ્રભા | નવમગ્રૈવયક ૩૦-સાગર | તમઃપ્રભા નારક ૨૨-સાગર |
| ૮ | ગુણચંદ્ર | વાનમંતર | રાજપુત્ર — વિદ્યાધર | મૈત્રીબલ રાજા પદ્માવતી રાણી અયોધ્યાપુરી | રથનૂપુર નગરમાં માતા-પિતા વિદ્યાધર | સર્વાર્થ સિદ્ધવિમાન ૩૩-સાગર | મહાતમા નારક ૩૩-સાગર |
| ૯ | સમરાદિત્ય | ગિરિષેણ | રાજપુત્ર દરિદ્રપુત્ર | પુરુષસિંહ રાજા સુન્દરી રાણી ઉજ્જયિની | ગ્રન્થિક યક્ષદેવા | શિવપદ અક્ષયસ્થિતિ | મહાતમા નારક ૩૩-સાગર |

# श्री. मेघमुनि रचित

# साह राजसी रासका ऐतिहासिक सार

लेखकः—श्रीयुत भंवरलाल नाहटा, बीकानेर

**श्वेताम्बर जैन** विद्वानोका रचित ऐतिहासिक साहित्य बहुत विशाल एवं विविध है। ऐतिहासिक व्यक्तियाके चरित काव्यके रूपमें भी अनेकों संस्कृत एवं लोकभाषामें भी सेकड़ोंकी संख्यामें उपलब्ध होते है। लगभग तीस वर्ष पूर्व 'ऐतिहासिक राससंग्रह' संज्ञक कुछ ग्रंथ निकले थे जिनमें हमारा 'ऐतिहासिक जैन काव्यसंग्रह' अंतिम समझिये। विगत पन्द्रह वर्षोंमें ऐसा प्रयत्न विशेष रूपसे नहीं हुआ, यद्यपि ऐतिहासिक रास और चरित्रकाव्य बहुतसे अप्रकाशित हैं, मूल रूपसे उनका प्रकाशन तथाविध संग्रह ग्रन्थके विक्रयकी कमीके कारण असुविधाप्रद होनेसे हमने अपनी शोधमें उपलब्ध ऐसे ग्रन्थोका सार प्रकाशित करते रहना ही उचित समझा। इतः पूर्व 'जैन सत्य प्रकाश'में कई कृतियोका सार प्रकाशित कर चुके हैं अवशेष करते रहनेका संकल्प है।

उज्जैनके सिन्धिया ओरिएण्टल इन्स्टीटयूटमें लगभग दस हजार हस्तलिखित ग्रन्थोका अच्छा संग्रह है। वहांके संग्रह ग्रन्थोकी अपूर्ण सूची कई वर्ष पूर्व दो भागोंमें प्रकाशित हुई थी। उसे मंगाने पर 'साह राजसी रास' मेघमुनि रचितकी कृति उक्त संग्रहमें होनेका विदित हुआ। प्रथम इस रासका आदि-अंत भाग मंगाकर देखा और फिर प्रतिलिपि प्राप्त करनेका कईवार प्रयत्न किया पर नियमानुसार इन्स्टीटयूटसे प्रति बाहर नहीं भेजी जाती और वहां बैठकर प्रतिलिपि करनेवाले व्यक्तिके न मिलनेसे हमारा प्रयत्न असफल रहा। संयोगवश गत-वर्ष मेरे पितृव्य श्रीअगरचंदजी नाहटाके पुत्र भाई धरमचंदके विवाहोपलक्षमें लश्कर जाना हुआ तो डॉ० बूलचंद्रजी जैनसे मोतीमहलमें साक्षात्कार हुआ, जो उस प्रांतके शिक्षा विभागके सेकेटरी है, प्रसंगवश सिन्धिया आरिएण्टल इन्स्टीटयूटकी प्रतिके संबन्धमें बात हुई और हमने अपनी असफलताका जिक्र किया तो उन्होने अविलम्ब उसकी प्रतिलिपि भेजने की व्यवस्था कर देनेका कहा, थोड़े दिनोमें आपकी कृपासे उसकी प्रतिलिपि प्राप्त हो गई जिसका ऐति-हासिक सार यहां उपस्थित किया जा रहा है।

चौवीस तीर्थंकर गौतमादि १४५२ गणधर, सरस्वती और गुरुचरणोमें नमस्कार करके कवि मेघमुनि राजसी साहके रासका प्रारंभ करते है। इस नरपुंगवने जिनालयनिर्माण, सप्तक्षेत्रमें अर्थव्यय, तीर्थयात्रा, संघपतिपदप्राप्ति आदि कार्योके साथ साथ सं. १६८७ के महादुष्कालमें दानशालाएं खोलकर बड़ा भारी पुण्यकार्य किया था।

भरतक्षेत्रके २५॥ आर्य देशोमें हालार देश [1]प्रसिद्ध है। जहांके अश्वरत्न प्रसिद्ध होते है और कृष्णका निवासस्थान द्वारामती तीर्थ भी यहीं अवस्थित है। इसी हालार देशके नवानगर नामक सुंदर नगरमें जाम श्रीसत्ता नरेश्वर थे जो बड़े न्यायवान और धर्मिष्ठ थे उनके पुत्रका नाम श्रीजसराज था। इस समृद्ध नगरमें बड़े बड़े साहूकार रहते थे और समुद्रतटका बड़ा भारी व्यापार था। नाना प्रकारके फल, मेवे, धातु और जवहरातकी आमदानी होती थी। नगरलोक सब सुखी थे। जाम साहबके राज्यमें बकरी और शेर एक साथ रहते थे। यहां दंड केवल प्रासादों पर, उन्माद हाथियोमें, बन्धन वेणीफूलमें, चंचलता स्त्री और घोड़ोमें, कैदखाना नारीकुचोमें, हार शब्द पासोके खेलमें, लोभ दीपकमें, साल पलंगमें, निस्नेहीपना जलमें, चोरी मनको चुरानेमें, शोर नृत्य-संगीतादि उत्सवोमें, बांकापन वांसमें और शंका लज्जामें ही पायी जाती थी। यह प्रधान बंदरगाह था, व्यापारियोंका जमघट बना रहता। ८४ ज्ञातियोमें प्रधान ओसवंश सूर्यके सदृश है जिसके श्रृंगार स्वरूप राजसी साहका यश चारों और फैला हुआ था।

गुणोसे भरपूर एक एकसे बढकर चौरासी गच्छ है। भगवान महावीरकी पट्टपरंपरामें गंगाजलकी तरह पवित्र अंचलगच्छनायक श्रीधर्ममूर्त्तिसूरि नामक यशस्वी आचार्यके धर्मधुरंधर श्रावकवर्य राजसी और उसके परिवारका विस्तृत परिचय आगे दिया जाता है।

महाजनोमें पुण्यवान् और श्रीमन्त भोजासाह हुए जो नागड़ागोत्रीय होते हुए पहिले पारकरनिवासी होनेके कारण पारकरा भी कहलाते थे। नवानगरको व्यापारका केन्द्र ज्ञात कर साह भोजाने यहां व्यापारकी पेढी खोली। जाम साहबने उन्हे बुलाकर सत्कृत किया और वहां बस जानेके लिये उत्तम स्थान दिया। सं. १५९६ सालमें शुभ मुहूर्त्तमें साह भोजा सपरिवार आकर यहीं रहने लगे। सेठ पुण्यवान और दाता होनेसे उनका भोज नाम सार्थक था। उनकी स्त्री भोजलदेकी कुक्षिसे ५ पुत्र रत्न हुए। जिनका १ खेतसी, २ जइतसी, ३ तेजसी, ४ जगसी और ५वां रतनसी नाम था। सं. १६३१-३२ में दुष्कालके समय जइतसीने दानशालाएं खोलकर सुभिक्ष किया। तीसरे पुत्र श्रीतेजसी बड़े पुण्यवान, सुन्दर और तेजस्वी थे। इनके २ स्त्रियां थीं। प्रथम तेजलदेके चांपसी हुए, जिनकी स्त्री चांपलदेकी कुक्षिसे नेता, धारा और मूलजी नामक तीन पुत्र हुए। द्वितीय स्त्री वइजलदे बड़ी गुणवती, धर्मिष्ठा और पतिपरायणा थी। उसकी कुक्षिसे सं. १६२४ मिति मार्गशीर्ष कृष्णा ११ के दिन शुभ लक्षणयुक्त पुत्ररत्न जन्मा। ज्योतिषी लोगोंने जन्म लग्न देखकर कहा कि यह बालक जगतका प्रतिपालक होगा। इसका नाम राजसी दिया गया जो क्रमशः बड़ा होने लगा ऊसने पोसालमें मातृकाक्षर, चाणक्यनीति, नामालेखा पढनेके अनन्तर धर्मशास्त्रका अभ्यास किया। योग्य वयस्क होने पर सजलदे नामक गुणवती कन्यासे उसका विवाह हुआ। सजलदेके

१ हालार देशका वर्णन संस्कृत श्लोकोंमें हमारे संग्रहमें है वैसे ही संस्कृत काव्यमें भी दिया है।

रामा नामक पुत्र हुआ जिसके पुत्र व कानबाई हुई और सरीआई नामक द्वितीय भार्या थी जिसके मानसिह पुत्र हुआ।

राजसीक द्वि. स्त्री सरूपदेवीके लाछां, पांची और धरमी नामक तीन पुत्रियां हुई। तृतीय स्त्री राणबाई भी बड़ी उदार और पतिव्रता थी। तेजसीसाहके तृतीय पुत्र नयणसीसाह हुए, जिनके मनरंगदे और मोहणदे नामक दो भार्यायें थीं। तेजसीसाहने पुण्यकार्य करते हुए इहलीला समाप्त की। राजसीके अनुज नयणसीके सोमा और कर्मसी नामक दानवीर पुत्रद्वय हुए।

सं० १६६०में जैनाचार्य श्री धर्ममूर्तिसूरिजी नवानगर पधारे। श्रावक समुदायके बीच जाम नरेश्वर भी वन्दनार्थ पधारे। सूरिमहाराजने धर्मोपदेश देते हुए भरत चक्रवर्तीके शत्रुंजय संघ निकाल कर संघपति पद प्राप्त करनेका वर्णन किया। राजसी शाहने शत्रुंजयका संघ निकालनेकी इच्छा प्रकट की। सं० १६६५में लघु भ्राता नयणसी व उनके पुत्र सोमा, कर्मसी तथा नेता, धारा, मूलजी—तीनों भातुष्पुत्रो व स्वपुत्र रामसी आदिके साथ प्रयाण किया। संघनायक वर्द्धमानजी व पद्मसी थे[२]। संघको एकत्र कर शत्रुंजयकी ओर प्रयाण किया। हालार, सिध, सोरठ, कच्छ, मरुधर, मालव, आगरा और गुजरातके यात्रीगणोंके साथ चले। हाथी, घोड़ा, ऊंट, रथ, सिझवालों पर सवार होकर व कई यात्री पैदल भी चलते थे। नवानगर और शत्रुंजयके मार्गमें गन्धर्वों द्वारा जिनगुण स्तवना करते हुए व भाटों द्वारा बिरुदावली वखानते हुए संघ शत्रुंजय जा पहुंचा। सोनेके फूल मोती व रत्नादिकसे गिरिराजको वधाया गया। रायण वृक्षके नीचे राजसीसाहको संघपतिका तिलक किया गया। सं० राजसीने वहां साहमीवच्छल व लाहणादि कर प्रचुर धनराशि व्यय की। सकुशल शत्रुंजय यात्रा कर संघ सहित नवानगर पधारे, आगवानीके लिये बहुत लोग आये और हरिणाक्षियोने उन्हे वधाया।

शत्रुंजय महातीर्थकी यात्रासे राजसी और नयणसीके मनोरथ सफल हुए। वे प्रति संवत्सरीके पारणाके दिन स्वधर्मीवात्सल्य किया करते व सूखडी श्रीफल आदि बांटते। जाम नरेश्वरके मान्य राजसी साहकी पुण्यकला द्वितीयाके चन्द्रकी तरह वृद्धिगत होने लगी। एक वार उनके मनमें विचार आया कि महाराजा संप्रति, मंत्रीश्वर विमल और वस्तुपाल, तेजपाल आदि महापुरुषोने जिनालय निर्माण कराके धर्मस्थान स्थापित किये व अपनी कीर्ति भी चिरस्थायी की। जिनेश्वरने श्रीमुखसे इस कार्य द्वारा महाफलकी निष्पत्ति बतलाई है, अतः यह कार्य हमे भी करना चाहिए। उन्होने अपने अनुज नयणसीके साथ एकान्तमें सलाह करके नेता, धारा, मूलराज, सोमा, कर्मसी आदि अपने कुटुम्बियोंकी अनुमतिसे जिनालय निर्माण कराना निश्चित कर जाम नरेश्वरके सम्मुख अपना मनोरथ निवेदन किया। जाम

२ इनका 'चरित्र वर्द्धमान पद्मसी प्रबन्ध' एव 'अचलगच्छ पट्टावली'में देखना चाहिए।

नरेश्वरने प्रमुदित होकर सेठके इस कार्यकी प्रशंसा करते हुए मनपसंद भूमि पर कार्य प्रारंभ कर देनेकी आज्ञा दी। संघपतिने राजाज्ञा शिरोधार्य की। तत्काल भूमि खरीद कर वास्तुविदको बुलाकर सं. १६६८ अक्षय तृतीयाके दिन शुभ लग्नमें जिनालयका खातमुहूर्त्त किया।

संघपतिने उज्ज्वल पाषाण मंगवाकर कुशल शिल्पियो द्वारा सुघटित करा जिनभवन निर्माण करवाया। मूलनायकजीके उत्तुंग शिखर पर चौमुख विहार वनाया। मोटे मोटे स्तंभों पर रंभाकी तरह नाटक करती हुई पुत्तलिकाएं बनवायीं। उत्तर, पश्चिम, और दक्षिणमें शिखरबद्ध देहरे करवाये। पश्चिमकी ओर चढते हुए तीन चौमुख किये। यह शिखरबद्ध बावन जिनालय गढकी तरह शोभायमान बना। पूर्व द्वारकी ओर प्रौढ प्रासाद हुआ उत्तर दक्षिण द्वार पर बाहरी देहरे बनवाये। सं. १६६९ अक्षयतृतीयाके दिन शुभ मुहूर्त्तमें सारे नगरको भोजनार्थ निमन्त्रण किया गया। लड्डू, जलेबी, कंसार आदि पक्वान्नों द्वारा भक्ति की। स्वयं जाम नरेश्वर भी पधारे। वद्रा–पद्मसीका पुत्र वजपाल और श्रीपाल महाजनोंको साथ लेकर आये। भोजनानन्तर सबको लौंग, सुपारी, इलायची आदिसे सत्कृत किया।

इस जिनालयके मूलनायक श्रीशान्तिनाथ व चौमुख देहरीमें सम्मुख सहस्रफणा पार्श्वनाथ व दूसरे जिनेश्वरोंके ३०० बिम्ब निर्मित हुए। प्रतिष्ठा करवानेके हेतु आचार्यप्रवर श्रीकल्याण-सागरसूरिजीको पधारनेके लिए श्रावक लोग विनति करके आये। आचार्यश्री अंचलगच्छके नायक और बादशाह सलेम–जहांगीरके मान्य थे। सं. १६७५में आप नवानगर पधारे, देशना श्रवण करनेके पश्चात् राजसी साहने प्रतिष्ठाका मुहूर्त्त निकलवाया और वैशाख सुदि ८ का दिन निश्चित कर तैयारीयां प्रारंभ कर दी। मध्यमें माणक स्तंभ स्थापित कर मण्डपकी रचना की गई। खांड भरी हुई थाली और मुद्राके साथ राजसी साहने समस्त जैनोंको लाहण बांटी। चौरासी न्यातके सभी महाजनोंको निमन्त्रित कर ज़िमाया। नाना प्रकारके मिष्टान्न –पक्वान्नादिसे भक्ति की गई। भोजनानन्तर श्रीफल दिये गये।

रमणीय और ऊंचे प्रतिष्ठामण्डपमें केसरके छींटे दिये गये। जलयात्रा महोत्सवादि प्रचुर द्रव्यव्यय किया। सारे नगरकी दुकानें व राजमार्गोंको सजाया गया। धूपसे बचनेके लिए डेरा तंबू ताने गये, विविध चित्रादिसे सुशोभित नवानगर देवविमान जैसा लगता था। रामसी, नेता, धारा, मूलजी, सोमा, कर्मसी, वर्द्धमान सुत वजपाल, पदमसी सुत श्रीपाल आदि चतुर्विध संघके साथ संघपति राजसी सिरमौर थे। जलयात्रा उत्सवमें नाना प्रकारके वाजित्र, हाथी, घोड़े, पालखी इत्यादिके साथ गजारूढ इन्द्रपदधारी श्रावक व इन्द्राणी बनी-हुई सुश्राविकाएं मस्तक पर पूर्णकुंभ, श्रीफल और पुष्पमाला रख कर चल रही थीं। कहीं सन्नारियां गीत गा रही थीं तो कहीं भाट लोग विरुदावली वखानते थे। वस्त्रदान आदि

प्रचुरतासे किया जा रहा था। जलयात्रादिके अनन्तर श्रीकल्याणसागरसूरिजीने जिनबिम्बोंकी अंजनशलाका-प्रतिष्ठा की। शिखरबद्ध प्रासादमें संभवनाथ प्रभुकी स्थापना की, सन्निकट ही उपाश्रय बनाया। ईश्वर देहरा, रोजकोट-ठाकुरद्वारा, पानी परब और विश्रामस्थान किये गये। सं. १६८२में राजसी साहने मूलनायक चैत्यके पास चौमुख विहार बनवाया। रूपसी वास्तुविद्या विशारद थे। इस शिखरबद्ध विशाल प्रासादके तोरण, गवाक्ष, चौरे इत्यादिकी कोरणी अत्यन्त सूक्ष्म और प्रेक्षणीय थी। नाट्य पुत्तलिकाएं कलामें उर्वशीको भी मात कर देती थी। जगतीमें आमलसार पंक्ति, पगथिये, द्वार, दिक्पाल, घुम्मट आदिसे चौमंजला प्रासाद सुशोभित था। चारों दिशाओंमें चार प्रासाद कैलासशिखर जैसे लगते थे। यथास्थान बिम्बस्थापनादि महोत्सव सम्पन्न हुआ।

सं. १६८२में राजसी साहने श्रीगौड़ीपार्श्वनाथजीके यात्राके हेतु संघ निकाला। नेता, धारा, मूलराज, सोमा, कर्मसी, रामसी आदि भ्राता भी साथ थे। रथ, गाडी, घोड़े ऊंट आदि पर आरोहण कर प्रमुदित चित्तमें श्रीगौड़ीपार्श्वनाथजीकी यात्रा कर सकुशल संघ नवा-नगर पहुंचा।

सं. १६८७मे महादुष्काल पड़ा। वृष्टिका सर्वथा अभाव होनेसे पृथ्वीने एक कण भी अनाज नही दिया। लूट खसोट, भुखमरी, हत्याएं, विश्वासघात, परिवारत्याग आदि अनैतिकता और पापका साम्राज्य चहुं ओर छा गया। ऐसे विकट समयसे तेजसीके नन्दन राजसीने दानवीर जगडू साहकी तरह अन्नक्षेत्र खोलकर लोगोंको जीवनदान दिया। इस प्रकार दान देते हुए सं. १६८८का वर्ष लगा और घनघोर वर्षासे सर्वत्र सुकाल हो गया। राजसी साह नवानगरके शान्ति जिनालयमें स्नात्र महोत्सवादि पूजाएं सविशेष करवाते। हीरा-रत्नजटित आंगी एवं सतरहभेदी पूजा आदि करते, याचकोंको दान देते हुए राजसी साह सुखपूर्वक काल निर्गमन करने लगे।

मेघ मुनिने सं. १६९० मिति पोष वदि ८के दिन राजसी साहका यह रास निमाण किया। श्रीधर्ममूर्त्तिसूरिके पट्टधर आचार्य श्रीकल्याणसागरसूरिके शिष्य वाचक ज्ञानशेखरने नवानगरमें चतुर्मास किया। श्रीशांतिनाथ भगवान ऋद्धि-वृद्धि, सुखसंपत्ति मंगलमाला विस्तार करें।

साह राजसीके सम्बन्धमें विशेष अन्वेषण करने पर अंचलगच्छकी मोटी पट्टावलीमें बहुतसी ऐतिहासिक बाते ज्ञात हुई। लेखविस्तार भयसे यद्यपि उन्हे यहां नहीं दी जा रही हैं पर विशेषार्थियोको उसके पृ. २४८ से ३२४ तक में भिन्न भिन्न प्रसंगो पर जो वृत्तान्त प्रकाशित हैं उन्हें देख लेनेकी सूचना दे देना आवश्यक समझता हूं।

# षट्दर्शनियोंके १०२ नाम

लेखक :—श्रीयुत अगरचंदजी नाहटा

**सो**लहवीं शतीके सुप्रसिद्ध गुजरातके जैन कवि लावण्यसमयने आबूके विमल-वसहीके निर्माता मंत्री "विमल" दंडनायकके चरित्र संबंधी "**विमलप्रबन्ध**" नामक महत्त्वपूर्ण ग्रंथ सं० १५६८में मालसमुद्रमें बनाया। यह नौ खंडोका सरल गुजराती काव्य है। इसमें विमलके अतिरिक्त भी तत्कालीन रीति-रिवाजो, व्यक्तियोके नाम, जातियो संबंधी ऐतिहासिक निर्देश और अन्य अनेक ज्ञातव्य बातोका स्थान स्थान पर अच्छा वर्णन है। इस काव्यके दो संस्करण प्रकाशित हो चुके है। पहला संस्करण भीमसी माणक द्वारा मूल-मात्रका है और दूसरा मणिलाल बकोरभाई व्यासने गुजराती अनुवाद और विस्तृत उपोद्घातके साथ सं० १९७०में प्रकाशित किया था। यह संस्करण अनुवादके साथ होनेके कारण महत्त्वपूर्ण है ही, पर इसका उपोद्घात भी एक स्वतंत्र ग्रंथके समान है। जिसकी पृ० सं० १०२ है। इस संस्करणके पृ० ५६में द्वितीय खंडके अंतमें ८४ जाति, १८ वर्णकी नामावलीके साथसाथ छ दर्शन और उनके प्रत्येकके १६–१६ भेद होनेका उल्लेख पाया जाता है। यथा :—

बौद्ध सांख्य नैयायिक नाम, जैन अनै वैशेषिक ठाम।
जैमिनीय छ दर्शन जोय, मारगि धर्म चलावि सोय॥ ८६॥
छ दर्शन ऐ वर्तइ वेद, **सोल सोल** एकेकी भेद।
**सोल छक छान्नउ** पाखंड, प्रगटियां प्रथवीमांहि प्रचंड॥ ८७॥
खंडि खंडि छि मति निरमली, भणतां सुणतां संपति मिली।
मुनि लावण्यसमयची वाणी, एतलि बीजूं खंड वरवाणी॥ ८८॥

उपर्युक्त पद्योमें छ दर्शनियोमेंसे प्रत्येकके १६–१६ कुल ९६ भेद होनेका उल्लेख किया है। पर इन भेदोकी नामावली कहीं पर भी देखनेमें नहीं आई। अन्वेषण करते करते मुझे अपने संग्रहमें एक पत्र मिला। एक पत्र कलकत्तेसे और एक पत्र सिरोहीसे। ये तीनों पत्र फुटकर रूपमें है। इनमें छ दर्शनियोंके १७–१७ भेद कुल १०२ भेदोकी नामावली मिली है। इसके बाद साथ ही नवनारू, नवकारू, छत्तीस राजवंश, ३४ सालाएं, १७ भक्षभोजन, २४ जातिकी सूची भी पाई गई है। इन नामोकी सूची महत्त्वपूर्ण होनेसे प्रस्तुत लेखमें प्रकाशित की जा रही है।

कवि लावण्यसमयने छ दर्शनियोके १६–१६=९६ भेदोंका निर्देश किया है और प्राप्त तीनों पत्रोमें १७–१७=१०२ भेदोके नाम है, इस अंतरके लिये दो संभावनाएं हो सकती है। या तो लावण्यसमयको ९६ नाम लिखे मिले या पीछेसे किसीने एक एक नाम बढाकर कुल छ नाम बढा दिये हो। पर प्राप्त पत्रोमें कलकत्तेवाला पत्र १६वी या १७वींके

प्रारंभका लगता है। इस लिये पहिली संभावना ही अधिक ठीक प्रतीत होती है। ९६की भी कोई परंपरा रही होगी, जो कविको मिली। १०२की नामावली उन्हें नहीं मिली। इस संबंधमें और किसी प्राचीन ग्रंथमें उल्लेख आता हो या १०२के भेदोंके नामवालोका विशेष विवरण कही प्राप्त हो तो प्रकाशमें लानेका अनुरोध है। कई नाम तो इनमें सर्वथा अपरिचितसे लगते है, जिनकी परंपरा आगे नही चली। आचार्य हरिभद्रसूरिके 'षड्दर्शन समुच्चय' एवं उसकी वृत्तिसे षड्दर्शनियोके आचार-विचार आदिकी झांकी मिल जाती है। 'सर्वदर्शनसंग्रह' आदि दार्शनिक ग्रंथोमें कोई नई सूचना मिल सके तो उसे भ। प्रकाशमें लाना चाहिये।

यह नामावली साधारणतया लिखी गई प्रतीत होती है। विशेष विचारपूर्ण अन्यथा सभी दर्शनियोंके एक ही समान संख्यावाले १६–१६ या १७–१७ ही भेद हों, यह संभव नहीं। अन्य दर्शनियोका तो मुझे इतना पता नहीं, पर जैन दर्शनियोके जो १७ भेद इस सूचीमें लिखे मिले है, वे अधिक संगत एवं विचारपूर्ण नही प्रतीत होते।

उदाहरणार्थ '—दिगंबर और उसके काष्ठा और मूल संघका उल्लेख है। पर दिगंबरियोंके अन्य संघ भी उल्लेखनीय थे। इसी प्रकार श्वेताम्बर गच्छोमेंसे कुछका ही नाम पाया है। शेषको १७की संख्या कायम रखनेके लिये 'वेसधरा सर्वे'में समावेष्टित कर लिया है। खैर, मुझे तो जिस रूपमें नाम मिले है—तीनो पत्रोको सामने रखते हुए यहां उपास्थित कर देना है। विशेष विचार एवं ज्ञातव्य अन्य विद्वान प्रकट करें। तीनों पत्रोंकी नामावली भी एकसी नही है। इससे सहज ही यह अनुमान होता कि जिसे जो याद रहे लिख लिये गयें प्रतीत होता है। नामावली इस प्रकार है—

१. **जैनदर्शन**—१ श्वेताम्बर, २ दिगांबर (दियाकृत), ३ काष्टासंगी, ४ मूलासंगी (मयूरशृंगी), ५ जायलिया (जांगलिया), ६ चउदसिया, ७ पूनमिया (पोरणिया), ८ डगछा, ९ धर्मघोष, १० खरतर, ११ आंचलिया, १२ आगमिया १३ मलधारी (नटावा), १४ भावसार (वैधाया), १५ पूजारा (ऊचहरा), १६ ऊकट (कुटिया), १७ वेषधरा सर्वे (धूर्तकितव)

२. **नैयायिकदर्शन**—१ भाट (भरज), २ शैव, ३ पाशुपति, ४ कपालिक, ५ घंटाल, ६ पाह्व (पाहू), ७आकट (-ड), ८ केदारपुत्र, ९ नग्न (नग्रड), १० अयाचक, ११ एक भिक्षु (एक चक्षु) (एक भक्षु), १२ धाडीवाहा, १३ आयारी (आयरिय), १४ पतियाणा, १५ मठ पतिया, १६ चारण (वाइण), १७ कालमुख

३. **सांख्यदर्शन**—१ भगवंत, २ त्रिदंडिया, ३ स्नातक, ४ चंद्रायणा (-णी), ५ मुनिया (मोनीया), ६ गुरिया (गउरिया), ७ कवि, ८ बूडारा (कू--, छू--), ८ विग (ठिन), १० गूगलिया, ११ दांभिक, १२ गलतडिया (-वहडिया, गुल्हाडि), १३

सांखिया (संखाया, संखिया), १४ क्लिेसरिया, १५ अवतारिया, १६ स्वामिसत्तु (स्वामिया), १७ नागरिया

४. **बौद्धदर्शन**–१ बोधी (खोवी, बोधा, बोधर), २ चंडी (उद्दा) बंदर, ३ सातधडिया, ४ दगड़ि (दंतुडा), ५ डागुरा (डां-), ६ मूहिमा (मूइंमदा), ७ कपालिया (-मा-, -मे-), कमलिय), ८ मूलधारिया (मूलपाणिया), ९ पेदुहडा (भेदफोडा), १० भांडिया (भाड), ११ विट, १२ पावईया, १३ थोईया (तूरी), १४ गुरूडा (गरोन), १५ गणधउलिया (गुणधूलिया), १६ जगहथिया (जगहच्छिया), १७ वासदेविया (-सु-) (वांसवेटिया)

५. **वैशेषिक**–१ ब्राह्मण, २ आवस्तिया (श्रा-), ३ अग्निहोत्रिया, ४ दीक्षित, ५ आग्निक (याज्ञिक), ६ उपाध्याय, ७ आचार्य, ८ व्यास, ९ ज्योतिर्विद (ज्योतिषी), १० पंडित, ११ कथक, १२ चतुर्मुख पाठक, १३ किहकुलिया (क-) केहलीया, १४ भट्ट (भाट), १५ वैष्णव, १६ कउतगिया, १७ वडूआ (वडूआ)

६. **चार्वाक**–१ योगी (विवरण), २ हरिमेखलिया (हरमेखलिया), ३ इन्द्रजालिया, ४ नागमतिया, ५ तोलमतिया (गौड़-) (तोतलमतिया), ६ भाटमतिया (नाटमतीया), ७ कुलमतिया (कुहु कुलमतिया), ८ गोगामतिया, ९ धनंतरिया, १० रसायणी (रसाइणीया), ११ भिक्षु, १२ तुंबक (तुंबण), १३ मंत्रवादी, १४ शस्त्रवादी, १५ पात्रवादी (पत्री-) (सातकर्मिया), १६ नोरसिया, १७ धातुर्वादी (-वादिया)

प्राचीन पत्रमें १८ वर्णोके नाम भी 'विमलप्रबंध' आदिसे कुछ लिया है, अतः दे रहा हूं।

**नवकारू**–१ वांदनिक, २ पटयल, ३ कुंभकार, ४ सोनार, ५ माली, ६ तंबोली, ७ गांधर्व, ८ व्याद, ९ सत्तूयारी।

**नवनारू**–१ घांची, २ मोची, ३ गांछा, ४ छीपा, ५ ठंठारा, ६ रबार, ७ सूई, ८ कैवर्त्तक, ९ मिलन।

**१७ भक्ष, ३ अनानि**–१ बालि, २ टाल, ३ पली, ४ जड, ५ शाकानि, ६ डाल, ७ पान, ८ फूल, ९ फल, १० कडू षट्रस, ११ तीक्ष्ण, १२ उष्ण, १३ मधुर, १४ क्षार, १५ आम्ल, १६ दधि, १७ दुग्ध, १८ घृत।

**३४ गृह-शालादि नामानि**–१ विहार, २ प्रासाद, ३ हर्म्य, ४ हस्तिशाला, ५ तुरंगशाला, ६ भांडागार, ७ कोष्टागार, ८ भूमिगृह, ९ धर्मशाला, १० दानशाला, ११ सभामंडप, १२ आयुधशाला, १३ स्नानशाला, १४ अलंकारगृह, १५ ज्ञानगृह, १६ वस्त्रगृह, १७ पानीयशाला, १८ आश्रम, १९ क्रीडागृह, १० महाधन, २१ भोजनशाला, २२ शांतिगृह, २३ तुटज, २४ उपवरक, २५ चंद्रशाला, २६ सूतिगृह, २७ गोशाला, २८ पाकपुटी, २९ वर्तिक, ३० चयनी, ३१ शाल्यशाला, ३२ गंजपक्कण, ३६ घोष, ३४ निषधामठ।

८४ चौंहटा, ८४ जाति, ३६ राजवंशकी सूची आदि प्रसिद्ध होनेसे नहीं दी॥



# સાભાર-સ્વીકાર

૧. **षष्ठीशतक प्रकरण** ( ત્રણ બાલાવબોધ સહિત ) કર્તા શ્રીનેમિચંદ્ર ભંડારી, **સંપા.** ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, એમ. એ પીએચ. ડી **પ્રકા.** ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, અધ્યક્ષ, ગુજરાતી વિભાગ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **મૂલ્ય** પાચ રૂપિયા

૨. **श्रीमहावीरस्तोत्र, चंद्रदूत काव्य, विद्वत्प्रबोध-शास्त्र**-ક્રમશ: કર્તા—શ્રીજિનવલ્લભસૂરિ, શ્રીવિમલકીર્તિ, શ્રી વલ્લભગણિ. **સંપા.** મુનિરાજ શ્રીમંગલસાગરજી, **પ્રકા.** શ્રીજિનદત્તસૂરિ જ્ઞાનભંડાર, ગોપીપુરા, શીતલવાડી ઉપાશ્રય, સુરત. **મૂલ્ય**—ભેટ

૩. **सप्तोपधान-विधि—સંકલન કર્તા**-મુનિરાજ શ્રીમંગલસાગરજી. **પ્રકાશક**-ઉપર્યુક્ત. **મૂલ્ય**—ભેટ

૪. **श्रीपालकथा**—કર્તા શ્રી રત્નશેખરસૂરિ શિષ્ય શ્રી. હેમચંદ્રસૂરિ, **સંપા સંશો.** મુનિરાજ શ્રી ચંદ્રોદયવિજયજી **પ્રકા** કેશવલાલ પ્રેમચદ કંસારા, ત્રણ દરવાજા, ખંભાત. **મૂલ્ય**—એક રૂપિયો

૫ **द्वात्रिंशद् द्वात्रिंशिका-द्वितीयाद्वात्रिंशिका**—કર્તા : આ. શ્રી સિદ્ધસેન દિવાકર, **ટીકાકાર**-આ શ્રી વિજયલાવણ્યસૂરિજી, **સંપા અનુ.** પં શ્રી સુશીલવિજયજી ગણિ. **પ્રકા.** શ્રી લાવણ્યસૂરીશ્વરજી જ્ઞાનમંદિર, બોટાદ ( સૌરાષ્ટ્ર )

૬ **મંગલદીપ**—**કર્તા**-પં. શ્રી કનકવિજયજી ગણિ, **પ્રકા.** રતિલાલ ગુલાબચદ દોશી, દીવાન ચોક, જુનાગઢ ( સૌરાષ્ટ્ર ) **મૂલ્ય**—એક રૂપિયો.

૭. **કુમતાહિવિષજાંગુલીમંત્રતિમિરતરણિ**—**કર્તા**-મુનિરાજ શ્રી હંસસાગરજી. **પ્રકા.** શા. મોતીચંદ દીપચંદ, ઠળિયા, (જિ ભાવનગર-સૌરાષ્ટ્ર) **મૂલ્ય**-એક રૂપિયો ચાર આના

[ અનુસધાન પેજ ૧૨૪ થી ચાલુ ]

આ બધા પ્રખર બુદ્ધિવાદીઓ છે. જીવનના ક્ષેત્રે લૌકિક વિજયમાળા તેમના કંઠમા જગતે આરોપી છે છતાં એક મહાન વિશ્વશક્તિ પાસે તેઓ ઘૂટણીયે પડી માથુ નમાવી રહ્યા છે. ઇશ્વરનું સ્વરૂપ ગમે તેવું તેઓએ કલ્પ્યુ છે સાચું કે ખોટુ હોય તે અહી મહત્ત્વનુ નથી પણ મહત્ત્વનુ તો એ જ છે કે સહેજ વિચારણા અંતર્મુખ થઈ કે માનવી પૂર્ણતાનો આદર્શ કલ્પે છે. ઇશ્વરને માનસિક આકૃતિથી ઊભો કરે છે ઈશ્વર વિના તેને જીવન શૂન્ય ને ભયંકર લાગે છે ને વિશ્વ અર્થ વગરનુ લાગે છે. કશુક દૂરસુદૂરથી આવીને તેના કાનમાં છૂપી વાત કહી જાય છે તેને નીલાકાશના ગુંબજમાં સુવર્ણ પ્રતિમા દેખાય છે. બુદ્ધિથી ગર્વિષ્ટ બનેલ તેનુ હૃદય ભક્તિથી નમ્ર બને છે તે રડી ઊઠે છે અને ક્યારેક એવું બને કે “ રોવત રોવત મિલિ ગયા દાદૂ સાહિબ માહિ ” રોતા રોતા દાદૂ સાહેબમાં મળી ગયો, તેમ ઈશ્વરમાં તેઓ કદાચ ભળી જાય.

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા ‘શ્રી જૈન સત્ય પ્રકાશ’ માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામાં આવે છે

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતા પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. “શ્રી જૈન સત્ય પ્રકાશ” માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨ આ માસિકનુ વાર્ષિક લવાજમ રૂા ૩) ત્રણ રૂપિયા રાખવામા આવ્યુ છે

૩ માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવુ વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી અમને સૂચના આપવી

૬. સરનામુ બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# श्री जैन सत्य प्रकाश

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ

તા. ૧૫-૬-૫૩ : અમદાવાદ

વર્ષ ૧૮ : અંક : ૯ ] [ ક્રમાંક : ૨૧૩



# विषय-दर्शन





[ અનુસંધાન પૃ. ૧૬૦ થી ચાલુ ]

૬૪. **પ્રશ્ન**—પાંચમી સ્થિરા દૃષ્ટિ ક્યારે પ્રગટ થાય ?

**ઉત્તર**—જ્યારે સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયાને સારભૂત માનવાની નિર્મલ ભાવના થાય, અને હૃદયમાં રત્નની કાંતિની જેમ નિર્મલ તત્ત્વશ્રદ્ધા પ્રગટ થાય અને ક્રોધાદિ કષાય પ્રત્યે તિરસ્કાર ભાવ પ્રગટ થવાથી કષાયની મંદતા થાય ત્યારે સમજી લેવું કે સ્થિરા દૃષ્ટિ પ્રગટ થઈ છે. આ દૃષ્ટિમાં જીવને યથાર્થ સમ્યગ્દર્શન ગુણ જરૂર પ્રગટ થાય છે તેથી તે જીવ ઉત્તમ ધાર્મિક અનુષ્ઠાનોની યથાશક્તિ પરમ બહુમાનથી સાધના કરે છે અને કદાગ્રહને સેવતો નથી-૬૪.

૬૫. **પ્રશ્ન**—છઠ્ઠી કાન્તા દૃષ્ટિનું અને સાતમી પ્રભાદૃષ્ટિનુ સ્વરૂપ શુ ?

**ઉત્તર**—જેમાં તારાના પ્રકાશ જેવો બોધ હોય, નિશ્ચલ તત્ત્વની શ્રદ્ધા હોય અને ઘણા અર્થને સમજવાની શક્તિ હોય અને સમ્યકત્વ મોહનાદલિયાનો અનુભવ ચાલુ હોય ત્યારે કાન્તા દૃષ્ટિ જાણવી તથા જેમાં સૂર્યના પ્રકાશ જેવો બોધ હોય અને તત્ત્વોમા નિશ્ચલ રુચિ હોય અને જે કુદર્શન રૂપ અંધકારને દૂર કરવામાં સૂર્યના જેવી હોય તે પ્રભા દૃષ્ટિ કહેવાય-૬૫.

૬૬. **પ્રશ્ન**—આઠમી પરાદૃષ્ટિનુ સ્વરૂપ શુ ?

**ઉત્તર**—જેમાં તત્ત્વરુચિ બહુ જ નિર્મલ હોય, ને ચંદ્રમાના જેવો બોધ હોય તથા કષાયનો ઉદય શાંત (બહુમંદ) હોય, અને વિષયવાસના તદ્દન નાશ પામે છે તે પરાદૃષ્ટિ-વાળા મહાત્મા પુરુષો ધર્મસંન્યાસને પામેલા હોવાથી કૃતકૃત્ય બને છે. કહ્યું છે કે-

**तन्नियोगान्महात्माथ, कृतकृत्यस्तथा भवेत् ॥**
**यथाऽयं धर्मसंन्यासविनियोगान्महामुनिः ॥ १ ॥** ૬૬.

[ જુઓ : અનુસંધાન ટાઈટલ પૃષ્ઠ : ૩ ]



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष : १८ | વિક્રમ સં. ૨૦૦૯ : વીર નિ સં ૨૪૭૯ : ઈ. સ. ૧૯૫૩ | क्रमांक |
| अंक : ९ | જેઠ સુદિ ૪ : સોમવાર : ૧૫ જુન | २१३ |


# નિર્બળ મન

લેખકઃ—પૂજ્ય મુનિરાજ શ્રીચંદ્રપ્રભસાગરજી

**જે માણસે પોતાની** મનોભૂમિને સિદ્ધાન્તોના રસાયણથી વજ્રમયી બનાવી નથી એ માણસ સંયોગોની મધ્યમાં રહેલ ચંચલ લોલક જેવો છે ક્ષણમાં શૂરવીરનો વેશ પહેરે અને ક્ષણ પછી કાયરનો સ્વાગ ધારણ કરતાં પણ વાર નથી લગાડતો.

આવો માણસ જે બોલતો હોય છે તે સત્ય નથી હોતું. એ જે વિચારોને ઉચ્ચારતો હોય છે તે વિચારો પરિપક્વ નથી હોતા, એ જે નિર્ણય લેતો હોય છે તે નક્કર નથી હોતા ! એ ઘણુંખરું સંયોગો પર દૃષ્ટિ રાખી જીવનારો અતિસામાન્ય માનવ હોય છે.

એ સંયોગો સામે ટક્કર ઝીલી શકતો નથી એટલે પ્રતિકૂલ સંયોગો આવતાં ભયનો માર્યો બોલવાનું નથી બોલી શકતો અને ન બોલવાનું બોલી નાખે છે. ઘણીવાર તો એ માનસિક ભૂમિકામા ઘણા વખતથી ઘૂંટેલું, પોતાના ચિર–અનુભવમાંથી તારવેલું અને પોતે પ્રિય બનાવેલું સત્ય પણ પ્રગટ કરી શકતો નથી, અને સંયોગોને લીધે અણધાર્યું આવેલું, જ્યાં ત્યાંથી સ્થૂલ રીતે ભેગું કરેલું અને હૃદયે જેને માટે સમ્મતિ ન આપી હોય એવું એ વ્યકત કરે છે અને લોકોને જણાવવા પ્રયત્ન કરે કે, આ જ મારા વિચારોનું પરિપકવ ફળ છે. પણ ખરી રીતે એ આત્માની સંમતિ વિનાનું હોય છે અને ભય ને નિર્બળતામાંથી પ્રગટેલું હોય છે.

જેમ એના અભિપ્રાય માટે બને છે તેવું જ એના નિર્ણયો માટે, સંકલ્પો માટે પણ બને છે. કરેલા નિર્ણયને પ્રતિકૂલ સયોગો ઊભા થતાં એ શીઘ્ર ચંચલ થઈ જાય છે નિર્ણયના આધારે સદ્વૃત્તિ એને અયોગ્ય કાર્ય ન કરવા સમજાવે છે–પોકાર કરીને કહે છેઃ–" નહિ, નહિ; આ કાર્ય તારાથી ન થાય, કારણ કે આ કાર્ય ન કરવાનો તેં નિર્ણય કર્યો છે. આ કાર્યનો તેં આત્મસાક્ષીએ ત્યાગ કર્યો છે આ કાર્ય ન કરવાનું તેં અમુકને વચન આપ્યુ છે; વચનભંગ ન કર. વિશ્વાસઘાતના પંથે ન જા વચનભંગ જેવું પાપ કયું હોઈ શકે ? પ્રતિજ્ઞાભંગનું પાપ આત્માને પશ્ચાત્તાપની પાવકજ્વાળામા જીવનભર બાળ્યા કરે છે માટે નિર્ણયને

વળગી રહે. પ્રતિજ્ઞાના પવિત્ર શબ્દોને દેવ માની એની પૂજા કર. પ્રલોભનના પ્રવાહમાં પ્રતિજ્ઞાને વહેતી ન મૂક. પ્રવાહમાં તણાવવામાં નથી તો મર્દાઈ કે નથી માણસાઈ......"

પણ સંયોગોના સુંવાળા વાતાવરણથી નિર્બળ બનેલું મન સદ્વૃત્તિઓને પ્રલોભનભરી વસ્તુઓ ચિંધી, નિર્ણયના પાયાને હચમચાવી મૂકે એવી દલીલો પકડતાં કહે છે: "બેસ, બેસ હવે; મોટો નિર્ણય ન જોયો હોય તો! અમુક સંયોગોમાં અમુક નિર્ણય કર્યો એટલે ગદ્ધાપૂછની જેમ એને જ વળગી રહેવું? આ તે કંઈ નિર્ણય કહેવાય કે જડતા? તે સંયોગોમાં લાભ દેખાતો હતો, વાતાવરણ અનુકૂલ હતું અને માનસિક સ્થિતિ પણ એ રીતે ગોઠવાઈ ગઈ હતી એટલે નિર્ણય લેવાઈ ગયો. પણ આજ! આજ એ સંયોગો નથી, એ વાતાવરણ નથી અને મનને ટેકો આપી ટટાર કરે એવી પરિસ્થિતિ પણ નથી. એટલે ગઈ કાલનો નિર્ણય આજ કેમ કામ લાગે? ઉનાળામાં ગરમી થાય એટલે માણસ નિર્ણય કરે કે મારે ગરમ કપડાં ન પહેરવાં પણ શિયાળામાં એ જ નિર્ણયને વળગી રહે તો? તો શું? છતે કપડે ટાઢમાં ધ્રૂજીને મરવું જ પડે ને? એટલે ઉનાળા પૂરતો એ નિર્ણય યોગ્ય પણ શિયાળામાં અયોગ્ય. અન્ધારું હોય અને ઠંડકનાં કાળા ચશ્મા ન પહેરવાનો નિર્ણય કરે અને ધોમ તડકામાં ચાલવાના પ્રસંગે કોઈ કાળા ચશ્મા પહેરવા આપે તો શું એમ કહેવું કે "ના, મેં ચશ્મા ન પહેરવાનો નિર્ણય કર્યો છે; હું ચશ્મા નહિ પહેરું." એમ કહેનારનો ઉત્તર શું પ્રજ્ઞાભર્યો ગણાય કે જડતાભર્યો? માટે નિર્ણય–પ્રતિજ્ઞા એ તો સંયોગોના પાણી પર પ્રગટેલા પરપોટા છે. એનો આધાર ન રખાય અને એને વળગી પણ ન રહેવાય. એવો પ્રતિજ્ઞાનો પરપોટો ફૂટી જાય તો એની પાછળ અફસોસ કરી આંસુ સારતા ન બેસાય. એ તો ચાલ્યા જ કરે. સંયોગોના પ્રવાહ પર એવા તો હજારો પરપોટા ઉત્પન્ન થાય અને હજારો વિલય પામે. એ સૌને માટે રડવા બેસીએ તો આપણો આરો ક્યારે આવે? ભોળી સદ્વૃત્તિ! આમ જો, આ વસ્તુ કેવી સુંદર છે! આજ એ તારી સામે આવી છે તને માધુર્ય–ભર્યું આમન્ત્રણ આપે છે. આજ એ તારે દ્વારે આવેલ છે આવતી કાલે તું ભીખ માંગીશ તોય નહિ મળે, માટે નિર્ણયની જડતાને છોડ પ્રતિજ્ઞા પડખે રાખ અને મળેલી વસ્તુનો લાભ લઈ લે...!" પ્રલોભન અને આકર્ષણના પ્રવાહમાં તણાયેલું મન આવી સુંવાળી દલીલો કરી, નિર્ણયના બંધને તોડી નાખે છે અને બંધ તૂટ્યો પછી વાસનાનો પ્રવાહ તો ધસમસતો આવી પડે અને એ વાસનાનો પ્રવાહ નાના મોટા નિયમોને તોડતો, સદ્વૃત્તિઓનું ઉન્મૂલન કરતો, પવિત્ર વિચારોને કિનારે ફગાવતો, માનવીને અધઃપતનની ખીણ સુધી લઈ જાય છે. આવા નિર્બળ મનના માણસને, પોતાનું સર્વસ્વ લૂંટાઈ ગયા પછી જ ખબર પડે છે કે, હું સર્વસ્વ ખોઈ બેઠો છું. પણ હવે શુ થાય? ખબર પડે ત્યારે તો ઘણું જ મોડું થઈ ગયું હોય છે. આવા નિર્બળતાના પરમાણુઓથી ઘડાયેલા માણસોની આ સંસારમાં ખોટ નથી. એ આવે છે અને જાય છે. જન્મે છે ને મરે છે એમનું જીવન પાના વિનાના પુસ્તકના બે પુંઠા જેવું હોય છે; જેમા માત્ર જન્મ અને મરણનાં બે પુંઠાં હોય છે. વચલો ભાગ સાવ કોરો! એ મરવાની આળસે જીવે છે અને મૃતજીવન પુનઃ મેળવવા માટે મરે છે. એમના મરણ પાછળ કોઈનાં સાચાં આંસુ હોતાં નથી તેમ એમના માટે કોઈનાય હૈયામાં સન્માન હોતું નથી. એમના પ્રતિજ્ઞાહીન જીવનથી સંસારને કંઈ લાભ થતો નથી તેમ એમનાં ગમનથી–મૃત્યુથી જગતને કંઈ ખોટ પડતી નથી. એ રુદન કરતા આવે છે ને આંસુ સારતા જાય છે. આ પણ એક જન્મ છે અને તે પણ પાછો–મનુષ્યભવનો!



# સંઘપતિ-વિસલની

## વિશેષ શિલ્પકૃતિઓ

લેખક :— શ્રીયુત પં. ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી, વૈદ્ય

ઈડર રાજ્યની સરહદમાં આવેલું કલોલ પ્રાચીન ગામ છે. એનું પુરાતન નામ કનકાવતી. એ ગામ ખેડબ્રહ્માથી ૭ માઈલ દૂર છે.

કલોલ ગામમાં હાલ ઠાકરડાઓનાં ૨૫-૩૦ ઘરોની વસ્તી છે. ગામની આજુબાજુએ પડેલાં ભગ્નાવશેષો ખાતરી આપે છે કે એક સમયે માનવસમૃદ્ધિથી ભરપૂર આ ગામ વિશાલ હશે. આજે અહીં એક પણ જૈનની વસ્તી નથી.

કલોલ ગામની નજીક એક પડી ગયેલા દેવળનો ઓટલો છે. એક ભરવાડે પોતાની કોઈ જરૂરિયાત માટે એ ઓટલાનો પથ્થર ઉખાડતાં પગથિયાવાળુ ભોયરું તેના જોવામાં આવ્યું, એ વાત તેણે આજુબાજુના લોકોને જાહેર કરી ત્યારે પાસેના દેરોલ ગામવાસી જૈનોને પણ ખબર પડી. તે વખતે ઈડરવાસી હુબડજ્ઞાતિના શ્વેતાંબર મૂર્તિપૂજક વડી પોષાલ-ગચ્છના શાહ ચુનિલાલ છગનલાલ કોઈ અંગત કામે એ ગામે ગયા અને સાથોસાથ ભોયરું પણ જોયું. તેમણે અંદર ઊતરી જોયુ તો મોટી મોટી જિનમૂર્તિઓ તેમાં હતી. તેમણે મજુરો દ્વારા તમામ ભોયરું સાફ કરાવી અગ્યના મૂર્તિપટ્ટકો બહાર કઢાવ્યા. એ મૂર્તિપટ્ટકો વહેરાબળ ઠાકોરશ્રીના દરબારમાં એક બાજુએ સૌને જોવા માટે ખુલ્લા મુકાવ્યા અને તે પટ્ટકો ઈડર લઈ જવા માટે આઠ દસ દિવસનો વાયદો કરી ઈડર આવ્યા.

ઉપર પ્રમાણે ઠાકોરશ્રીના કબજે સોંપાયેલા મૂર્તિપટ્ટકોની જ્યારે ઈડરના દિગંબર જૈન હુંબડોને ખબર પડી કે તરત જ બ્રહ્મચારી ચુનિલાલજી તેમજ કોઠારી કાલિદાસ જુમાભાઈ તા. ૨૬-૯-૫૨ ના દિવસે તે મૂર્તિપટ્ટકો જોવા ગયા. તેમણે જૈનપટ્ટો દિગંબરીય હોવાની ખાતરી આપી. એટલે તા. ૨૭-૯-૫૨ ને દિવસે ઈડરવાસી પંદર-વીસ હુબડ જૈનો મોટર લઈને ત્યાં ગયા ત્યારે રાત થઇ ચૂકેલી હોવા છતાં રાતોરાત એ પટ્ટો મોટરમા ચડાવી તેઓ વિદાય થયા. પરંતુ માર્ગમાં મોટર રેતીમા ખૂચી જતા બધ પડી જે બીજે દિવસે કામ આવી શકી. જ્યારે આ પટ્ટકો ત્યાંથી ઊઠાવાયા ત્યારે અને ઈડર આવ્યા બાદ તેઓએ એ વાત જાહેર રીતે કરી હતી કે જો આ પટ્ટકો, લેખો ઉપરથી શ્વેતાંબર હોવાનુ સાબિત

થાય તો કલોલથી ઇડર લાવતા જે ખર્ચ થયું હોય તે પટ્ટ લઈ જનાર આપે પરન્તુ મૂર્તિઓ હિમતનગરની ખાણુના કકરા પથ્થરમાં કોતરેલી હોવાથી તેનો લેખ વાંચવો મુશ્કેલ થઈ પડ્યો માત્ર બાહ્યચિહ્નથી જ તેઓ અને બીજાઓ એને ઓળખી શક્યા. એ રીતે મૂર્તિપટ્ટકો વિજયાદશમીની બપોરે ત્રણ વાગે સન્માનપૂર્વક ઇડરમાં લાવી દિગંબર જૈન ઋષભદેવ ચૈત્યમાં ઉપાશ્રયની બે જુદી જુદી ઓરડીઓમાં મૂકી તાળાં વાસી દીધાં. માત્ર ખાસ પ્રેક્ષકો આવતાં તેઓ ઉઘાડીને એ બતાવતા. એ દેવળમા દર્શનાર્થીઓ માટે એ મૂર્તિ-પટ્ટકો ગોઠવવા માટે પુષ્કળ જગા હોવા છતાં તેને ઓરડીઓમાં તાળાબંધ કરી દીધાં છે; એ એક નવાઈ જેવુ છે.

### મારું પટ્ટ નિરીક્ષણઃ—

જ્યારે દિગંબર બંધુઓએ આ પટ્ટો પોતાને કબજે કર્યાં ત્યારે આ પટ્ટકો વસ્તુતઃ કોનાં છે તે નિર્ણય કરવા ઈડર જૈનશ્વેતામ્બર સંઘ તરફથી મને આમંત્રણ થયું. એ સમયે હું પ્રાંતિજ જૈન શ્વેતાંબર પાઠશાળાના અધ્યાપકના કામ ઉપર નિયુક્ત હતો. ઈડર સંઘના આમંત્રણને માન આપી હું ઈડર ગયો, અને દિગંબર બંધુઓને તે પટ્ટો-બતાવવા શ્વેતાંબર સંઘ તરફથી કહેવામાં આવ્યું મારી જાતતપાસ દરમિયાન એ પટ્ટોને મેં ધારીને જોયાં ત્યારે એનો ભેદ મારી નજરે પડ્યો. એ પટ્ટોનું વર્ણન આ પ્રમાણે છેઃ—

### પટ્ટ નં. ૧ નંદીશ્વરદ્વીપ:

આ પટ્ટની ઊંચાઈ ૪ ફૂટ ૭ ઇંચ અને પહોળાઈ ૪ ફૂટ ૪ ઇંચ છે.

આ પટ્ટમાં ભૂલોકના આઠમા દ્વીપ નંદીશ્વરમાં ચારે દિશાએ આવેલા રુચક નામે પહાડોના શિખરો ઉપર આવેલા શાશ્વતા જિનચૈત્યોનો દેખાવ કોતરવામાં આવેલો છે. પટ્ટની મર્યાદિત જગ્યામાં સંપૂર્ણ નંદીશ્વરનો પૂરો દેખાવ બતાવવો અશક્ય થવાથી પ્રત્યેક દિશાએ ચાર ચાર દેવાલયોનો દેખાવ આપ્યો છે, જે શાસ્ત્રમા વર્ણવ્યા પ્રમાણે દરેક ચતુર્મુખપ્રાસાદો હોય એમ લાગે છે.

પટ્ટને ચોરસતું રૂપ આપી શિલ્પકારે મધ્ય ભાગે આશરે પાંચથી સાત ઈંચ મધ્યના ઊંચા જંબૂદ્વીપને ફરતા લવણસમુદ્ર વગેરે સાત દ્વીપો અને સમુદ્રોનાં વર્તુલો માત્ર બતાવી આ નંદીશ્વર દ્વીપનો દેખાવ રજૂ કર્યો છે. આ પટ્ટનો નીચેનો પથ્થર આખો છે અને ઉપલો ભાગ ત્રણ ભાગે જોડેલો છે. કુલ ચાર ભાગ આ પટ્ટના છે.

આ પટ્ટની નીચેની બાજુએ સાગર-વર્તુલની બહાર વધતા ખૂણાઓના ભાગમાં એક છેડે, હાથ જોડી સ્તુતિ કરતી એક સ્ત્રી બેઠેલી છે, જેનો જમણો ઢીંચણ ઊભો છે, તથા એક સરણાઈ વગાડતી અને એક કાંસી વગાડતી સ્ત્રી છે, તેમના ઉપર છાયા આપતું વૃક્ષ કોતરેલું છે જ્યારે બીજે ખૂણે એક મૃદંગ વગાડતી નૃત્ય કરતી નર્તિકા અને સારંગી વગાડ-નારી સ્ત્રી છે, જેના ઉપર પણ છાયાદાર વૃક્ષ બતાવેલુ છે.

નવમા સાગર-વર્તુલમાં પાણીના તરંગો અને જલચર પ્રાણીઓનો દેખાવ આપેલો છે.

વર્તુલાકાર સાગરની અંદર નંદીશ્વર દ્વીપના રુચકગિરિઓનો દેખાવ આપતા ખાલી પડતી નાની નાની જગ્યાઓમાં થોડે થોડે અંતરે ભૂમિ ઉપર બેસી એક પગ ઊંચો રાખી

બે હાથ જોડી સ્તુતિ કરતા બે શ્રેષ્ઠીઓનાં રૂપો આલેખ્યાં છે. તેના આસનની પટ્ટીમાં વર્ષ અને તેમનાં નામ કોતર્યાં છે, પરન્તુ એકનો સ્પષ્ટ ઉકેલ થઈ શક્યો છે જ્યારે બીજાનો ઉકેલ થયો નથી. શ્રેષ્ઠીવર્યોની મુખાકૃતિમાં દાઢીનો દેખાવ પણ સ્પષ્ટ નજરે ચડે છે.

જે શ્રેષ્ઠીનું નામ સ્પષ્ટ વંચાય છે તેનું નામ અને વર્ણન આગળ આપ્યું છે. તેની પાસે તેનાથી વધારે જગ્યા રોકીને હાથી ઉપર બેઠેલી એક સ્ત્રી, જેનો એક હાથ છાતી ઉપર અને બીજો ઢીંચણ ઉપર મૂકેલો છે. તેની પાસે જ એક ચામરધારિકા, એક પરિચારિકા અને એક નર્તિકા છે. જ્યારે સામે છેડે એક નર્તિકા પોતાના હાથની કોણી જમણા પગને તળીએ અડાડીને ઊભી છે. તેની પાસે ઊભેલી સ્ત્રીના હાથમાં તંબૂરો અને બીજીના હાથમાં વાંસળી છે.

ઉપલી બાજુના ખાલી પડતા ખૂણાઓમાં—વર્તુળની ખાલી જગ્યામાં શિલ્પીએ વૃક્ષ-વલ્લીઓ કોતરીને તેને સુશોભિત બનાવ્યો છે, જેમાં શરણાઈઓ વગાડતી અપ્સરાઓ બતાવેલી છે. એ અપ્સરાઓને પાંખો કે ચતુર્ભુજા બતાવેલી નથી.

આ પટ્ટની છેક નીચેની પટ્ટી ઉપર એક લાઈનમાં લાંબો લેખ છે.

**નં. ૨ સપ્તતિશત–૧૭૦ જિનપટ્ટ.**

આ પટ્ટ ૬ ફૂટ ઊંચો અને ૫ ફૂટ પહોળો છે. આ પટ્ટમાં ખાસ મનોહર કોતરકામ નથી.

પટ્ટમાં પાંચ હારમાં ૧૭–૧૭ મૂર્તિઓ છે તેમા ત્રણ ત્રણ હારોના પથ્થરોના બે ભાગ પડે છે. મધ્યભાગની લાઈનો સાત સાતની છે, જેમાં મધ્યભાગે એક મોટી મૂર્તિ અરિહંતની છે, જેની બે બાજુએ બે ધ્યાનસ્થ ઊભી જિનમૂર્તિઓ છે. મૂર્તિના આસનમાં ત્રણ–એક મળીને ચાર દેવીઓ નામે જયા, વિજયા, અજિતા અને અપરાજિતા છે.

મૂર્તિ ઉપર છત્ર છે. તેની બે બાજુએ કલશાભિષેક કરતા બે હાથીઓ, બે–માલાધારકો અને અશોકવૃક્ષ છે. તેની ઉપલી બાજુએ સરણાઈવાદક દેવ છે

ઉપરની મૂર્તિની ઉપરની લાઈનમાં ૧૬ અને તેના ઉપરની લાઈનમાં ૧૫ મૂર્તિઓ છે, જેના બે છેડા ઉપર બે માલાધારક દેવો છે તેના ઉપર લાઈનમાં ૧૩ મૂર્તિઓના છેડા ઉપર બે શિખરાકારો બતાવેલા છે તેની ઉપરની લાઈનમાં મૂર્તિઓ નવ, તે ઉપર ત્રણ અને તેના ઉપર મધ્યભાગે એક, જેની બે બાજુ શિખરાકારો આવેલા છે.

આ પટ્ટની સૌથી ઉપલી ત્રણ લાઈનમા પથ્થરના ટુકડા છે, એકંદર નવથી દશ ખંડની શિલાથી પૂરો કરે તો આ એકસો સિત્તેર તીર્થંકરોનો પટ્ટ છે, જે મનુષ્યજાતિના ઉત્કર્ષ કાળમાં કર્મભૂમિજન્ય વસવાટવાળા ક્ષેત્રોમાં મનુષ્યો એક જ વખતે હયાતી ભોગવતા હતા.

ઉપર વર્ણવેલા એકસો સિત્તેર તીર્થંકરના પટ્ટની નીચલી પટ્ટી ઉપર સવા પાંચ ફૂટ લાંબો આશરે બે લાઈનનો લેખ છે. તે ઉપરાંત દરેક મૂર્તિની લાઇનો નીચે પણ લખાણો છે, જે કદાચ મૂર્તિનાં નામરૂપ હોય અથવા કરાવનારની વિગત લખી હોય.

**પટ્ટ નં. ૩ ચતુર્વિંશતિજિનપટ્ટ.**

આ સાદો પટ્ટ ૨ ફૂટ ૧૧ ઇંચ લાંબો અને ૧ ફૂટ ૧॥। ઇંચ પહોળો છે. આ પટ્ટમાં ચોવીસ તીર્થંકર મૂર્તિઓ છે. પટ્ટની જમણી બાજુએ ચારથી છ આંગળ પહોળા પથ્થરમા કુલ અઠયાસી અક્ષરનો લેખ છે.

**પટ્ટ નં. ૪ વિંશતિવિહરમાન જિનપટ્ટક.**

આ પટ્ટની લંબાઈ ૨ ફૂટ ૧૧ ઇંચ અને પહોળાઈ ૧ ફૂટ છે. ઘણું કરીને દશ–દશ

મૂર્તિની બે લાઇનોમાં વીસ મૂર્તિઓ કોતરેલી છે. આ પટ્ટ ઉપર નીચેની પટ્ટીમાં એક લાઇનમાં લેખ છે. ઉપરના પટ્ટકોમાં મૂર્તિઓ શિવાય બીજું કશું કોતરકામ નથી.

પટ્ટ નં. ૧ પાદુકાનો છે. એક નાની ધ્યાનસ્થ મૂર્તિ છે. એક લંબચોરસ પથ્થર ઉપર ત્રણ વનિતાઓ કોતરેલી છે.

## પટ્ટ ઉપરના શિલાલેખો અને ઇતિહાસ

ઉપર વર્ણવેલા સઘળા પટ્ટો એક જ દેવળના એક જ ભોંયરામાંથી નીકળ્યાં છે. તે દરેક ઉપર લેખ છે પરન્તુ આરસ પથ્થર ઉપર કોતરેલા લેખની માફક ચૂનાનું સુલાયમ ચૂર્ણ ભરવા છતાં અક્ષરો ઊઠી આવતા નથી. આ પ્રદેશમાં આવા પથ્થરમાં કોતરેલા સઘળા લેખો વાંચવામાં તેના કકરાપણાથી ભૂકી બધે સરખી ચોંટવાથી અક્ષરો ઊઠતા નથી. માત્ર નંદીશ્વર પટ્ટમાં આવેલી શેઠની એક મૂર્તિ નીચે નીચેના અક્ષરો સ્પષ્ટ ખાતરીપૂર્વક આ રીતે વાચી શકાયા છે.

જમણી બાજુએ—स. १४२३ स. विसल

પટ્ટ નં ૩ ઉપર અઠ્યાસી અક્ષરો પૈકી વંચાયેલા અક્ષરો આ પ્રમાણે છેઃ—

१२४३ (?) स. १४२३ वर्षे...वदि १२ रवि श्रेष्ठि

ઉપરના લેખમાં જણાવેલા સંઘપતિ[1] વિસલની ઓળખાણ ઐતિહાસિક ગ્રંથોમાં વેરવિખેર પડેલી આ રીતે જાણવા મળે છે—

સંઘપતિ–વિસલના પિતા સંઘપતિ વછરાજ ઈડરના રહીશ અને જ્ઞાતિએ ઓસવાલ હતા. તેમને રાણી નામે પત્નિથી સંઘપતિ ગોવિંદ, સં. વિસલ, અક્રૂરસિંહ અને હીરાભાઈ નામે ચાર પુત્રો હતા.

ઉપરોક્ત ચાર ભાઈઓ પૈકી સં. વિસલ મેવાડ રાજ્યના ઉદયપુરની ઉત્તરે આવેલા દેલવાડા ગામમાં રહેતા અને તે લાખા રાણાના માનીતા હતા. એ રાણાના મંત્રી રામદેવની પુત્રી ખેમાઈ સાથે તે પરણ્યા હતા. તેઓ કેટલોક વખત ત્યાં રહેતા. (જુઓઃ 'પિટર્સન રીપોર્ટ' ૬, પૃ. ૧૭, ૧૮, શ્લો૦ ૧-૯-૧૨).

સં. વિસલને ધીર અને ચંપક નામે બે પુત્રો હતા, જેમાંનો ધીર રાણાના લશ્કરી ખાતામાં અધિકારી હતો અને ચંપક ઇડરમાં રહેતો હતો. જુઓ "સોમસૌભાગ્ય કાવ્ય' સ. ૯ શ્લોક ૭–૮ ).

સં. વિસલે ઈડરગઢની તળેટીમાં પાર્શ્વનાથનું વિશાળ દેવળ બંધાવ્યું હતું. વિસલના સ્વર્ગવાસ પછી તેની પત્નિ ખીમાઈએ પોતાના પુત્ર ચંપક દ્વારા તાણું આગળ ઊંચી વિશાળ મૂર્તિ સ્થાપન કરી હતી. તેની પ્રતિષ્ઠાવિધિ શ્વેતાંબર તપાગચ્છાચાર્ય સોમસુંદરસૂરિએ કરી હતી. ( જુઓઃ સોમસૌ. કા. સ. ૯, પૃ. ૧૫૮ થી ૧૬૦ શ્લોક ૨૦ થી ૨૮ )

આ ઉપરાંત વિસલશાહે ચિતોડમાં શ્રીશ્રેયાંસનાથનું દેવળ બંધાવ્યું હતું. એ જ રીતે ઈડરી સરહદના કલોલ ગામની હદના ધ્વસ્ત દેવાલયના ભોંયરામાંથી મળેલા આ પટ્ટો ખુદ વિસલ સંઘપતિએ કરાવ્યાનો લેખિત પુરાવો છે, તેમ ઉદયપુર પાસેના દેલવાડામાં તેની પત્ની ખીમાઈએ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ચોવીસીની ભાવનાનો પટ્ટ સં. ૧૪૮૫ના વૈ. સુ.

---

૧. સંઘપતિ અને સંઘવી એ બે શબ્દ વચ્ચેનું અંતર સમજવા યોગ્ય છે. સ્થાનિક સંઘનો આગેવાન તે સંઘપતિ છે અને યાત્રા સંઘનો મુખી સંઘવી કહેવાય છે.

૩ અને નંદીશ્વર દ્વીપનો સ. ૧૪૯૪માં કરાવી તપાગચ્છાચાર્ય સોમસુંદરસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી હતી. (તેના લેખો માટે જુઓ 'દેવકુલપાટક' પૃ. ૧૪-૧૫.)

દેલવાડામાં તપાગચ્છનો ઋષભદેવપ્રાસાદ બંધાવવામાં પણ વિસલ સંઘવીનો ભાગ હતો. (જુઓઃ 'ગુર્વાવલી' શ્લો. ૩૫૩-૩૫૪)

સં. ૧૪૬૧માં ઈડરમા ચોમાસુ રહેલા તપાગચ્છાચાર્ય ગુણરત્નસૂરિએ વ્યાકરણના અભ્યાસીઓને ઉપયોગી 'ક્રિયારત્નસમુચ્ચય' નામે પુસ્તક લખ્યું ત્યારે વિસલ સંઘવીએ તેના પ્રચાર માટે લહિયાઓ પાસે દશ પ્રતો લખાવી હતી (જુઓઃ 'ક્રિયારત્નસમુચ્ચય-પ્રશસ્તિ.')

આ ઉપરથી કલોલથી મળી આવેલા આ મૂર્તિપટ્ટકો સંઘપતિ-વિસલે કરાવેલા હતા, જે શ્વેતાંબરીય હોવાની ખાતરી આપે છે.

**પટ્ટકો દિગંબર નહિ હોવાનાં કારણો—**

ઇતિહાસ તો સાક્ષી છે જ કે આ મૂર્તિપટ્ટકો દિગંબર નથી. તે દિગંબર નહિ હોવાનાં કારણો આ છેઃ—

૧. દરેક દિગંબર દેવાલયના ગૂઢમંડપની બહાર નૃત્યમંડપમાં વેદિકા બનાવવાનો રિવાજ છે, તે દૃષ્ટિએ તપાસતા જે ભોંયરામાંથી આ પટ્ટકો લેવામાં આવ્યાં છે તે દેવળમાં વેદિકા બાંધેલી નથી

૨. પટ્ટકોમાં આલેખેલી નાની નાની જિનમૂર્તિઓ સવસ્ત્ર હોવાની નિશાનીરૂપ દરેક મૂર્તિને કંદોરો છે.

૩. દિગંબર આમ્નાય મુજબ પણ આ મૂર્તિઓ વિધિસર નથી. તેમ હાલ તેઓ તેની પૂજા પણ કરતા નથી.

આ બધી બાબતો ધ્યાનમાં લઈ દિગંબર બંધુઓએ આ પટ્ટકો મૈત્રીભાવે શ્વેતાંબર સંઘને સોંપી દેવાથી વીતરાગ ભાવનાની વૃદ્ધિ થશે અને બીજાઓ પણ એનો ધડો લેશે.

**સદરહુ પટ્ટકો દિગંબર-પટ્ટ તરીકેની જાહેરાત**

આ પટ્ટકો દિગંબર હોવાની જાહેરાત સુરતથી નીકળતા '**દિગંબર જૈન**' માસિક પત્રના વર્ષ—અંક ૧૨ પૃ. ૩૦મા કલોલ(ઈડર)માંથી મળી આવેલા '**પ્રાચીન દિગંબર જૈન પટ્ટો**' એ નામે ટૂંકી વિગતવાળો લેખ તા. ૨૦-૧૦-૫૨ના અંકમાં પુનમચંદ આર. જૈનનો પ્રસિદ્ધ થયો છે. પરન્તુ તે ચારે પટ્ટકોના શિલાલેખોમાનો એક અક્ષર પણ પ્રસિદ્ધ કર્યો નથી અને તેના દિગંબરત્વની સાબિતીનો એક પણ પુરાવો રજુ કરવામા આવ્યો નથી. આવી જાહેરાતો ધર્મોપાસનાથી પવિત્ર થવાની ચાહના રાખનારને શોભાસ્પદ ન ગણાય.

**લેખ અને ફોટા માટે નિષેધ—**

અહીં વર્ણવેલા પટ્ટકોનું ખાસ મહત્ત્વ પંદરમી સદીના ઇડરના ઇતિહાસમાં પંકાતા ઓસવાલ જ્ઞાતિના શ્રેષ્ઠી વિસલ અને શ્રેષ્ઠી ગોવિંદ તથા વિસલ સંઘપતિની ધર્મપત્નિ ખીમાઇ તથા મેવાડપતિ કે ઈડરપતિની સમ્રાજ્ઞીની આમાં મૂર્તિઓ અંકિત છે. અનેક દિગંબરમૂર્તિઓના ફોટાઓ પ્રસિદ્ધ થઈ જવા છતાં આ પટ્ટકોનો ફોટો લેવામાં અને અન્ય ઉપાયોથી તેના ઉપરના તમામ લેખો લેવામા દિગંબર બંધુઓ વિરોધ બતાવે છે, એ ઘણું જ શોચનીય છે. આશા રાખીએ કે તેઓ આવી સંકુલ વૃત્તિ તજી દઈ લેખોની નકલો તથા ફોટાઓ લેવા વિદ્વાનોને આમંત્રણ આપશે.



# જૈન દર્શનનો કર્મ-સિદ્ધાંત
## અને એનું
# તુલનાત્મક અવલોકન

લેખક :—પ્રો૦ શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા

[ ગતાંકથી પૂર્ણ ]

**અજૈન દર્શનોમાં કર્મના પ્રકારો**—**યોગ-દર્શનમાં** કર્માશયના 'દૃષ્ટ-જન્મ-વેદનીય' અને 'અદૃષ્ટ-જન્મ-વેદનીય' એવા બે ભેદ પડાયા છે. જે કર્મનો જે ભવમાં સંચય કરાય તે જ ભવમાં જેનું ફળ ભોગવવાનું આવે તે પ્રથમ ભેદ છે; અને જેનું ફળ ભવાંતરમાં—અન્ય જન્મમાં ભોગવાય તે બીજો ભેદ છે. આ પ્રત્યેકના બબ્બે ઉપભેદો છેઃ (૧) નિયત-વિપાક અને (૨) અનિયત-વિપાક.

[1]**બૌદ્ધ** દર્શનમાં કર્મના કુશળ, અકુશળ, અને અવ્યાકૃત એમ ત્રણ ભેદો જેમ પડાયા છે તેમ આજ અર્થવાળા—આશયવાળા બીજા પણ ત્રણ ભેદો પડાયા છે. જેમકે (૧) સુખ-વેદનીય, (૨) દુઃખ-વેદનીય અને (૩) ન-દુઃખ-સુખ-વેદનીય. પહેલી જાતનું કર્મ સુખનો, બીજું દુઃખનો અને ત્રીજું નહિ સુખ કે નહિ દુઃખનો અનુભવ કરાવે છે.

પ્રથમના ત્રણ ભેદોના બબ્બે ઉપભેદો છે: (૧) નિગત અને (૨) અનિયત. નિયતના વળી ત્રણ પ્રકારો છે; (૧) દૃષ્ટ-ધર્મ-વેદનીય, (૨) ઉપપદ્ય-વેદનીય અને (૩) અપર-પર્યાય-વેદનીય. અનિયતના બે પ્રકાર છેઃ (૧) વિપાક કાલ-અને (૨) અનિયત વિપાક. દૃષ્ટ-ધર્મ-વેદનીયના બે અવાંતર પ્રકારો છે. (૧) સહસા-વેદનીય અને (૨) અસહસા-વેદનીય. બાકીનાના ચાર ભેદ છેઃ

(૧) વિપાકકાલનિયત વિપાકાનિયત.
(૨) વિપાકનિયત વિપાકકાલ અનિયત.
(૩) નિયતવિપાક નિયતવેદનીય.
(૪) અનિયતવિપાક અનિયતવેદનીય.

**સંચિત, પ્રારબ્ધ અને ક્રિયામાણ**—કર્મના ફલ-દાનની અપેક્ષાએ એના (૧) સંચિત, (૨) પ્રારબ્ધ અને (૩) ક્રિયામાણ એમ ત્રણ પ્રકારો સાધારણ રીતે સૂચવાય છે જીવે ફક્ત પૂર્વજન્મમાં જ નહિ પરંતુ ચાલુ જન્મમાં પણ અને તે પણ એક જ ક્ષણ—સમય પહેલાં જે જે કર્મ કર્યાં તે 'સંચિત' કહેવાય છે. આ સંચિતને મીમાંસકો 'અપૂર્વ'

૧. જુઓ અભિધર્મ-કોશમાનો "કર્મ-નિર્દેશ."

કહે તો કેટલાક એને ' અદૃષ્ટ ' કહે છે; કેમકે ક્રિયા થઈ રહ્યા બાદ એનું પરિણામ સૂક્ષ્મ હોઈ એ દેખાતું નથી.

જે કર્મનું ફળ ભોગવવું શરૂ થાય છે તેને ' પ્રારબ્ધ ' કહે છે. ' ક્રિયમાણ ' એવો પ્રકાર યુક્તિ-સંગત જણાતો નથી, કેમકે એનો અર્થ ' વર્તમાનમાં કરાતું ' એમ થાય છે, અને એ તો પ્રારબ્ધ કર્મનું જ પરિણામ છે. લોકમાન્યે આ પ્રકાર સ્વીકાર્યો નથી.[1]

**વેદાંતીઓની માન્યતા—વેદાંત-સૂત્ર** ( ૪-૧-૧૫ )માં કર્મના (૧) પ્રારબ્ધ-કાર્ય અને (૨) અનારબ્ધ-કાર્ય એમ બે પ્રકારો દર્શાવાયા છે.

**વિપાકના ત્રણ પ્રકારો—યોગ-દર્શન** (૨-૧૩)માં કર્મના વિપાકના ત્રણ પ્રકારો ગણાવાયા છેઃ (૧) જાતિ (જન્મ), (૨) આયુષ્ય અને (૩) ભોગ. કોઈ કર્મનું-કર્માશયનું ફળ અમુક જન્મ રૂપે, કોઈકનું અમુક આયુષ્યરૂપે અને કોઈકનું અમુક ભોગરૂપે છે એટલો જ અહીં બાધાભારે ઉલ્લેખ છે, પરંતુ એ ત્રણ વિપાકને અનુરૂપ કર્માશયોનો ભિન્ન ભિન્ન નામપૂર્વક નિર્દેશ હોય એમ જણાતું નથી. જો એ હોય કે હોત તો આયુષ્ય-વિપાકવાળા કર્માશયનું જૈન દર્શનના આયુષ્ક-કર્મ સાથે અને જન્ય-વિપાકકર્મવાળા કર્માશયનું નામ-કર્મ સાથે સંતુલન થઈ શકે.

**અપવર્તના અને ઉદ્વર્તના**—કેદની સજા કરાય તે વેળા એ ક્યાં સુધી ભોગવવાની છે તેનો ઉલ્લેખ કરાય છે. સામાન્ય રીતે તો આ સજા એની મુદત પૂરી ન થાય ત્યાં સુધી એ સજાને પાત્ર બનેલી વ્યક્તિ ભોગવે, પરંતુ કોઈ મોટો આનંદજનક પ્રસંગ ઉપસ્થિત થતાં એ મુદત ઓછી પણ કરાય છે. આવી પરિસ્થિતિ કર્મના બંધ વખતે એની જે સ્થિતિ નિયત થઈ હોય તેને તેમજ એની નિર્માણ થયેલી ફળ આપવાની શક્તિ યાને રસને પણ લાગુ પડે છે.

અશુભ કર્મ બાંધ્યા બાદ જો જીવ શુભ કાર્યો કરે તો એ દ્વારા એ એની નિયત કરાયેલ સ્થિતિમાં તેમજ એના રસ (અનુભાગ)માં ઘટાડો કરી શકે. આ ક્રિયાને ' અપવર્તના ' કહે છે. એથી ઊલટી ક્રિયાને—અવસ્થાને ' ઉદ્વર્તના ' કહે છે. ઉદ્વર્તનાનો પ્રસંગ, અશુભ કર્મ બાંધ્યા પછી એના બંધ-સમય વખતે જે કલુષિત મનોદશા હતી તેથી પણ વિશેષ કલુષિત દશા આત્માની બને તેના પર આધાર રાખે છે.

અપવર્તના અને ઉદ્વર્તનાને લઈને કોઈ કર્મ જલદી તો કોઈ વિલંબે ફળ આપે છે અને તે પણ મંદ સ્વરૂપે કે તીવ્ર સ્વરૂપે.

**અકાળ-મૃત્યુ અને કાળ-મૃત્યુ**—સામાન્ય રીતે એમ કહેવાય કે આયુષ્યની સ્થિતિ ઘટવાનાં કારણો મળે તો એ ઘટે. વિષ-પાન વગેરે દ્વારા અકાળ-મૃત્યુ નિપજી શકે. આયુષ્ય આમ જે જલદી ભોગવાઈ જાય તેને ' અપવર્તના ' યાને ' અકાળ-મૃત્યુ ' કહે છે, અને નિયત સ્થિતિ પૂરી થાય ત્યારે જ એ ભોગવાઈ રહે તો એ ભોગને ' અનપવર્તના ' યાને ' કાળ-મૃત્યુ ' કહે છે. અકાળ મૃત્યુમાં વિષ, શસ્ત્ર, અગ્નિ વગેરે નિમિત્તો છે. એ નિમિત્તોની પ્રાપ્તિ તે ' ઉપક્રમ ' કહેવાય છે, અને એ ઉપક્રમવાળું આયુષ્ય ' સોપક્રમ ' અને એથી વિપરીત જાતનું આયુષ્ય ' નિરુપક્રમ ' કહેવાય છે

૧. જુઓ **ગીતા-રહસ્ય** (પૃ. ૨૭૨)

અપવર્તનીય આયુષ્ય તો સોપક્રમ જ હોય છે; અનપવર્તનીય બંને પ્રકારનું હોઈ શકે, પણ એને બાહ્ય નિમિત્તો મળવા છતાં એની એના ઉપર કંઈ અસર થતી નથી.

**યોગદર્શન** (૩-૨૨)ના ભાષ્યમાં આયુષ્યને અંગે સોપક્રમ અને નિરુપક્રમ શબ્દ વપરાય છે. અહીં ભીનું કપડું અને સૂકું ઘાસ એ બે દાખલા અપાયા છે.

આયુષ્ય જલદી ભોગવાઈ જાય છે. એટલે કૃતનાશ, અકૃતાગમ કે નિષ્ફળતાના દોષો ઉદ્દ્ભવે છે એમ કોઈ કહે તો તેને ભીનું કપડું વાળીને અને છૂટું સુકવાય તે બે વચ્ચેનો ભેદ, તેમજ ગુણાકાર વગેરે માટેની વિવિધ પ્રક્રિયાઓનો વિચાર કરવો ઘટે એટલું જ અહીં હું સૂચવીશ.

**અબાધાકાળ**—આંબો રોપ્યો કે તરત જ કેરી ખાવા મળે ખરી? એને માટે થોડોક વખત થોભવું પડે. આવી સ્થિતિ કર્મ માટે પણ છે. અમુક વખત સુધી તો કર્મ જાણે નિષ્ક્રિય ન હોય તેમ પડી રહે છે–એ સુષુપ્ત દશામાં રહે છે. એ હયાત છે, પણ એ એનું ફળ ચખાડતું નથી. એની આ નિષ્ક્રિય સ્થિતિ રહે એટલા વખતને [1] 'અબાધા-કાલ' કહે છે. આયુષ્ય-કર્મ માટે અમુક અપવાદ છે પણ એ વાત હું અહીં જતી કરું છું.

**પ્રદેશોદય અને વિપાકોદય**—કર્મ ફળ આપવા માંડે તેને 'ઉદય' કહે છે. એ ઉદયના બે પ્રકાર છેઃ (૧) પ્રદેશોદય અને (૨) વિપાકોદય. કર્મ ઉદયમાં આવે પરંતુ એનું ફળ ભોગવવું ન પડે એ રીતનો એનો નાશ તે પ્રદેશોદય છે, જ્યારે એ એનું ફળ ચખાડ્યા બાદ નષ્ટ થાય–એ આત્માથી છૂટું પડે એ જાતનો એનો ઉદય તે 'વિપાકોદય' છે. પ્રદેશોદય તે પરણેલી પણ તેમ છતાં યે વાંઝણી રહેલી સ્ત્રી જેવું છે. જ્યારે વિપાકોદય એ પરણીને પુત્રવતી બનેલી સ્ત્રી જેવું છે.

**બંધની સ્પૃષ્ટાદિ ચાર અવસ્થાઓ**—કપડું ચોખ્ખું હોય અને એવામાં ધૂળ ઊડે તો એની રજકણો એ કપડાને લાગે ખરી, પરંતુ કપડું ખંખેરવાથી એ ખરી જાય. કપડું તેલ જેવા પદાર્થ વડે ચીકણું બન્યું હોય તો આ ધૂળ ચોંટી જાય અને એ સાફ કરતાં મહેનત પડે કોઈ વાર કપડું એટલું બધું ચીકણું હોય કે એને પડેલા ડાઘ કેમે કર્યા નીકળે નહિ. કપડું ફાટી જાય પણ ડાઘ નીકળે નહિ આમ જેમ મેલ ચોંટવા ચોંટવામાં ફરક છે તેમ કર્મના બંધમાં પણ ફરક છે એ બંધ ચાર જાતનો છેઃ (૧) એકદમ ઢીલો, (૨) એનાથી જરા મજબૂત, (૩) એનાથી પણ વધારે મજબૂત અને (૪) ખૂબ જ મજબૂત. આ પ્રમાણેની બંધની ચાર અવસ્થાઓને અનુક્રમે (૧) સ્પૃષ્ટ (૨) બદ્ધ (૩) નિધત્ત અને (૪) નિકાચિત કહે છે.

આ સંબંધમાં આપણે ગાંઠનું તેમ જ સોયનું ઉદાહરણ વિચારીશું. ગાંઠ વાળતી વેળા જો સટકિયું વાળ્યું હોય તો એ જલદી છૂટે જોસમાં ગાંઠ પાડી દીધી હોય અને દિવેલ લગાડી એને ચીકણી બનાવી દીધી હોય કે જેવી મશ્કરી કેટલીક વાર કાંકણ–દોરા છોડનાર સામાને બનાવવા માટે કરે છે તો એ છોડતાં મહામુશ્કેલી ઊભી થાય. બહુ જ સખત ગાંઠ હોય તો એ છૂટે જ નહિ–એ કાપી નાખે જ છૂટકો.

ધારો કે પચાસેક સોયોની ઢગલી છે. આને હાથ લગાડતા એ છૂટી પડી જાય. આ

---

૧ આને 'અનુદય-કાળ' કહી શકાય.

સોયોને દોરી વડે બાંધી મૂકાય તો એને છૂટી કરતા વાર લાગે વળી જો એને દોરી સાથે બાંધી રખાય અને એને કાટ લાગતાં એ આગળ ઉપર ચોંટી જાય. તો એને જુદી કરતાં મહેનત પડે. આ પચાસ સોયોની ઢગલીને તપાવી તપાવી અને કૂટી કૂટીને એનો ગઠ્ઠો બનાવાય તો પછી એ સોયો છૂટી શી રીતે પડે ?

આમ જેમ સોયોના બંધની ચાર અવસ્થા છે તેમ કર્મ-બંધની પણ છે. નિકાચિત-બંધ સૌથી ગાઢ છે.

**બંધાવલિકા, ઉદયાવલિકા અને નિષેક-કાળ**—અસંખ્ય [1]સમયો જેટલો વખત 'આવલિકા' કહેવાય છે. મુહૂર્ત એટલે બે ઘડી યાને ૪૮ મિનિટ. ૪૮ મિનિટની ૧, ૬૭, ૭૭, ૨૧૬ આવલિકા થાય અર્થાત્ લગભગ એક કરોડ ને અડસઠ લાખ થાય. એ હિસાબે એક મિનિટની લગભગ સાડા ત્રણ લાખ આવલિકા ગણાય.

કર્મ બંધાયા પછી એક આવલિકા સુધી એ એમ ને એમ પડી રહે છે. એને બંધન-કરણનો ઝપાટો લાગતાં જાણે એને મૂર્ચ્છા આવી ન ગઈ હોય ?

અબાધા-કાળ દરમ્યાન એના ઉપર એક યા બીજા કરણની અસર ઓછેવત્તે અંશે હોય છે. એ કરણના ઝપાટામાંથી એ અબાધા-કાળ પૂર્ણ થતાં છૂટે છે અને પોતાનું ફળ બતાવવાને અધીરુ બને છે. એ એક આવલિકા જેટલા વખતમા પોતાનો કાર્યક્રમ ગોઠવે છે આટલા નિયત કાળને 'ઉદયાવલિકા' કહે છે,[2] એક આવલિકા પૂરી થાય એટલે બીજી શરૂ થાય. એમ કેટલીયે ઉદયાવલિકાઓ પસાર થાય ત્યારે કર્મનો ઉદય-કાળ પૂરો થાય. દરેક ઉદયાવલિકામાં કર્મનો ઉદય ચાલુ જ હોય છે. આ સંપૂર્ણ ઉદયકાળ નિષેક-કાળ કહેવાય છે.

કર્મના ઉદય માટેનો જાણે વરસાદ ન હોય એવુ નિષેકનુ સ્વરૂપ છે. નિષેકની પહેલી ઉદયાવલિકામાં કર્મનો મોટો સમુદાય—મોટો જથ્થો જોસબંધ ધસે છે. પછી જેમ જેમ વખત જતો જાય તેમ તેમ ધસારો મંદ પડતો જાય છે. કોઈ નાટક કે ચલચિત્ર પહેલી વાર રજૂ થાય ત્યારે લોકોનો જેટલો દરોડો શરૂઆતમાં પડે છે એટલો આગળ ઉપર થોડો જ ચાલુ રહે છે ?

નિષેક દરમ્યાન ઉદયમાં આવેલા કર્મના જથ્થાઓના સમૂહનો આકાર ગાયના પૂછડા જેવો હોય છે.

ઉદયાવલિકામાં પ્રવેશેલા કર્મ ઉપર કોઈ કરણની અસર કરી શકતું નથી

**ઉદીરણા અને આગાલ**—સામાન્ય રીતે કર્મનો અબાધા—કાળ પૂરો થાય એટલે એ જાણે જાગે—એ ઉદયમા આવે, પરંતુ એને વહેલું પણ જગાડી શકાય એના નિયત કાળ પૂર્વે પણ એને ઉદયમાં લાવી શકાય આમ જે કર્મને નિયત કાળ પૂર્વે ફળદાયી બનાવાય તેને 'ઉદીરણા' કહે છે. એને 'વિપાક-ઉદીરણા' પણ કહે છે.

બૌદ્ધ દર્શનમાં પણ આવી હકીકત છે, કેમકે એમા જેનો વિપાક-કાળ નિયત છે એવાં કર્મોનો તેમજ એથી વિપરીત જાતના કર્મોનો ઉલ્લેખ છે.

---

૧ સમય એટલે કાળનો નાનામા નાનો વિભાગ, એક આંખના પલકારામાં અસંખ્ય સમયો પસાર થઈ જાય.

૨ ઉદયના સમયથી માંડીને એક આવલિકા સુધીનો વખત તે 'ઉદયાવલિકા' કહેવાય છે.

વ્યવહારમાં પણ આપણે આવી પરિસ્થિતિ જોઈએ છીએ. દા. ત. કેરીને જલદી પકવવી હોય તો તેમ બની શકે છે, લાકડું સ્વાભાવિક રીતે સળગતું સળગતું આગળ સળગે, પરંતુ એને સંકોરીએ તો જલદી બળે.

વિપાક–ઉદીરણા થાય તે માટે કર્મની સ્થિતિ ઘટાડવી જોઈએ આ કાર્ય 'અપવર્તના' નામના કરણ દ્વારા સધાય છે.

અકાળ–મૃત્યુમાં આયુષ્યની ઉદીરણા કારણરૂપ છે.

ચૌદમા ગુણ–સ્થાનમાં ઉદીરણાને માટે અવકાશ નથી. એ ત્યાં હોય જ નહિ.

'આગાલ' એ ઉદીરણાનો એક પ્રકાર છે. કર્મના દળિયાંની બે સ્થિતિ કરાયા બાદ ઉદીરણા–કરણ વડે, દ્વિતીય સ્થિતિમાં રહેલાં દળિયાંને આકર્ષી ઉદયાવલિકામાં દાખલ કરવાં તે 'આગાલ' કહેવાય છે. આમ 'આગાલ' એ દ્વિતીય સ્થિતિને લગતી ઉદીરણા છે.

**સંક્રમ**—કર્મ આત્માથી અલગ થાય નહિ ત્યાં સુધી એ તે જ સ્વરૂપે પડી પણ રહે અને કેટલાંક કર્મ ન પણ પડી રહે—એના સ્વભાવમાં થોડોક ફેરફાર થઈ શકે. એક કર્મને એના બીજા સજાતીય કર્મરૂપે પલટાવી શકાય. આને 'સંક્રમણ' કહે છે. એક મૂળ પ્રકૃતિ અન્ય મૂળ પ્રકૃતિરૂપે કદી ફેરવી ન શકાય. એ જાતના સંક્રમણ માટે અવકાશ નથી, પરંતુ કર્મની ઘણીખરી ઉત્તર પ્રકૃતિઓમાં આ સંભવે છે. જેમ સુખ ઉત્પન્ન કરનાર વેદનીય કર્મનું–સાત વેદનીયનું દુઃખ ઉત્પન્ન કરનારા વેદનીયરૂપે—અસાત વેદનીયરૂપે કે અસાત-વેદનીયનું સાત–વેદનીય રૂપે સંક્રમણ થઈ શકે. આયુષ્ય–કર્મ અપવાદરૂપ છે. આયુષ્યના ચાર પ્રકારો પરસ્પર સંક્રમણથી મુક્ત છે. જે ગતિનું આયુષ્ય બંધાયું હોય તે જ ગતિમાં જવું પડે; એમાં ફેરફાર ન જ થઈ શકે.

સંક્રમમાં પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ એ ચારે અન્યરૂપે થાય છે. જ્યારે અપવર્તના અને ઉદ્વર્તનમાં સ્થિતિ અને રસ એ બે જ સ્વરૂપે કરી હીન કે અધિક થાય છે.

**નિધત્તિ**—કર્મમાં એવો સંસ્કાર ઉપજાવવો કે જેથી એના ઉપર અપવર્તના કે ઉદ્વર્તના સિવાય અન્ય કોઈ કરણનું જોર ચાલે નહિ—સંક્રમ માટે પણ અવકાશ રહે નહિ, આને 'નિધત્તિ' કહે છે અને એ પ્રકારના સંસ્કારવાળાં કર્મને 'નિધત્ત' કહે છે.

**નિકાચના**—કર્મમાં એવો સંસ્કાર ઉત્પન્ન કરવો કે જેથી એના ઉપર એક કરણનું જોર ચાલે નહિ. અર્થાત્ ન એના સ્વભાવમાં અંશે પણ પલટો લવાય, કે ન એની સ્થિતિમાં કે રસમાં વધઘટ કરી શકાય અન્ય શબ્દોમાં કહીએ તો સંક્રમ, અપવર્તના અને ઉદ્વર્તના જેવાં કારણો એને કંઈ કરી શકે નહિ. આ જાતના સંસ્કારની ઉત્પત્તિને 'નિકાચના' કહે છે અને એવા સંસ્કારવાળા કર્મને 'નિકાચિત' કહે છે. એનું ફળ પ્રાયઃ ભોગવવું જ પડે.

**ઉપશમના**—જે કર્મ ઉપર ઉદય, ઉદીરણા, નિધત્તિ અને નિકાચનાની કશી અસર ન થાય એવી એની અવસ્થા તે 'ઉપશમના' છે. આ કરણ દ્વારા વિપાકોદય તો શું પણ પ્રદેશોદયને પણ રોકી રખાય છે.

**આઠ કરણો**—જૈન દર્શન આઠ [1]કરણ ગણાવે છે: (૧) [2]બંધન, (૨) સંક્રમ,

---

૧. 'કરણ' એટલે આત્માનો એક જાતનો પરિણામ યાને આત્માની એક પ્રકારની શક્તિ (વીર્ય).

૨. આત્માની જે શક્તિને લઈને કર્મ બંધાય તે 'બંધન–કરણ' કહેવાય છે.

(૩) ઉદ્વર્તના, (૪) અપવર્તના, (૫) ઉદીરણા, (૬) ઉપશમના, (૭) નિધત્તિ અને (૮) નિકાચના.

**દશ અવસ્થાઓ યાને ક્રિયાઓ**—ઉપર્યુક્ત આઠ કરણ તેમજ ઉદય અને સત્તા એ દશને કર્મની મુખ્ય, દશ અવસ્થાઓ યાને ક્રિયાઓ તરીકે ઓળખાવાય છે. 'ઉદય' એ કરણ નથી, કેમકે એ આત્મવીર્યપર્વક નથી.

**યોગદર્શન પ્રમાણે કર્મની અવસ્થાઓ**-યોગદર્શનના વ્યાસકૃત ભાષ્યમાં 'અદષ્ટ-જન્મવેદનીય--અનિયતવિપાક-કર્મ'ની ત્રણ અવસ્થાઓ દર્શાવાઈ છે. (૧) કરેલાં કર્મનો વિપાક થયા વિના એનો નાશ[1], (૨) પ્રધાન કર્મમાં આવાપગમન, અને (૩) નિયત વિપાકવાળા પ્રધાન કર્મ દ્વારા અભિભૂત થઈ લાંબો વખત ટકી રહેવું. પહેલી અવસ્થાને આપણે પ્રદેશોદય સાથે, બીજીને સંક્રમણ-કરણ, અને ત્રીજીને નિધત્તિ ઇત્યાદિ સાથે સરખાવી શકીએ.

'ક્લેશ' એ કર્માશયનું મૂળ કારણ છે, એમ **યોગદર્શન**નું કહેવુ છે. ક્લેશ એ જૈન દર્શનનું 'ભાવ-કર્મ' ગણાય. **યોગદર્શન** ( ૨, ૪ ) માં ક્લેશોની ચાર અવસ્થા બતાવાઈ છે: (૧) પ્રસુપ્ત, (૨) તનુ, (૩) વિચ્છિન્ન અને (૪) ઉદાર.

અબાધા-કાળ પર્યંતની કર્મની અવસ્થા તે 'પ્રસુપ્ત' છે. કર્મનો ઉપશમ કે ક્ષયોપશમ એ એની 'તનુ' અવસ્થા છે. અમુક કર્મનો ઉદય, પોતાનાથી કોઈ સબળ અને વિરોધી પ્રકૃતિના ઉદયાદિ કારણને લઈને જે રોકાઈ જાય, એ એની 'વિચ્છિન્ન' અવસ્થા છે; અને ઉદય એની ઉદાર અવસ્થા છે.

**બંધ-સત્તા અને સંક્રમણ-સત્તા**—સત્તા, અસ્તિત્વ, અવસ્થાન, વિદ્યમાનતા, હયાતી ઇત્યાદિ શબ્દો એકાર્થક છે. કાર્મણ-વર્ગણાનો સંસારી આત્મા સાથે બંધ થતી વેળા એનું જે સ્વરૂપ નક્કી થાય છે એ જ સ્વરૂપે એ આત્મા સાથે જોડાયેલ રહે તેને 'સત્તા' કહે છે. આ સ્વરૂપમાં સંક્રમણ-કરણ દ્વારા જો પલટો આવે તો સંક્રાંત સ્વરૂપે રહે આમ કર્મોની સત્તા બે પ્રકારની છે. આ બેનો ભેદ ખ્યાલમાં રહે એ માટે પ્રથમ પ્રકારની સત્તાને 'બંધ-સત્તા' અને બીજા પ્રકારની સત્તાને 'સંક્રમણ-સત્તા' એવા નામથી એક વિદ્વાને ઓળખાવી છે.[2]

**કર્મનું સ્વતઃ ફલદાયિત્વ**—જૈન દર્શન પ્રમાણે અનંત જીવો અત્યાર સુધીમાં મોક્ષે ગયા છે અને હવે પછી પણ જશે. એ મુક્ત થયેલા તમામ જીવો તેમજ 'જીવન્-મુક્ત' તીર્થંકરો એ જૈનોના દેવાધિદેવ છે-ઇશ્વરો છે, પરંતુ આ પૈકી એકે ઈશ્વર જગત્‌ના કર્તા કે નિયંતા નથી. એટલું જ નહિ, પરંતુ એમને અંગે આમ માનવું કે કહેવું એ જૈન દર્શનને મતે એમના વાસ્તવિક ઐશ્વર્યને બદનામ કરવા બરાબર છે. જૈન દૃષ્ટિએ જગત્ અનાદિ અનંત છે. પુદ્‌ગલનો કે જીવનો કોઈ સર્જનહાર નથી. પ્રસ્તુતમાં કર્મનું ફળ સ્વત મળે છે-એ માટે ઈશ્વર જેવા ન્યાયાધીશની કે અન્ય કોઈની દખલગીરી કે દોરવણી માટે સ્થાન

૧. આમાં પ્રદેશોદયને સ્થાન છે.

૨. જુઓ દેવેન્દ્રસૂરિકૃત બીજા કર્મગ્રંથનો હિંદી અનુવાદ ( પૃ. ૭૫-૭૬ ).

નથી. કોઈ મદિરા પીએ, પછી એ મદિરાથી એ બેહોશ બને, તેમાં શું અન્ય કોઈનો હાથ છે ખરો? શું એ મદિરાનું મદિરા-પાનનું જ ફળ નથી? આને લઈને જૈન દર્શન ઈશ્વરને 'ફળદાતા' તરીકે માનતું નથી. જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે તો પછી ફળ ભોગવવામાં એ પરતંત્ર શા માટે?

કર્મનું ફળ કેટલીક વાર તરત તો કેટલીક વાર લાંબે ગાળે મળે છે તો શું એ ઈશ્વરેચ્છાને અધીન છે? એમ હોય તો પણ એ ઉત્તર જૈન દર્શનને માન્ય નથી.

**વિસ્તાર**—જૈનોના કર્મ-સિદ્ધાંતની આ એક આછી રૂપરેખા છે. એનો ગુણસ્થાનો અને માર્ગણાદ્વારો સાથેનો સંબંધ, કયું કર્મ ક્યારે કોણ બાંધે એને કેવી રીતે એ ભોગવે, એ વિગત, મૂળ પ્રકૃતિઓની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિઓ, વર્ગણા, સ્પર્ધકો અને કંડકોનું વિસ્તૃત નિરૂપણ, સમુદ્દઘાત, કરણો ક્યારે કેમ પ્રવર્તે ઇત્યાદિ અનેક બાબતો ઘણી જ ઝીણવટથી જૈન ગ્રંથોમાં વિચારાઈ છે. એના નિષ્કર્ષ રૂપે સહેજે લગભગ [1]પંદરસો પૃષ્ઠ જેવડું પુસ્તક થઈ શકે. આ લેખ તો જાણે એની પ્રવેશિકા છે. અહીં મેં અજૈન ભારતીય દર્શનોમાં નિરૂપાયેલી કર્મવિષયક હકીકત નોંધી છે, પણ એમાં જે ન્યૂનતા રહેતી હોય તે તે દર્શનના કર્મ-સિદ્ધાંતના સંપૂર્ણ નિરૂપણ પૂર્વક દૂર થવી ઘટે.

**ઋણ સ્વીકાર**—"આત્મોન્નતિનો ક્રમ" નામનો [2]લેખ "અખંડ આનંદ"માં છપાશે એવા સમાચાર મળતાં "જીવન શોધનનાં સોપાન સંબંધી જૈન અજૈન સંતવ્યો" નામનો [3]લેખ લખવાની વૃત્તિ ઉદ્ભવી અને એ લેખ તૈયાર કરતી વેળા આ પ્રસ્તુત લેખ લખવાની વૃત્તિ જાગી. એવામાં દેવેન્દ્રસૂરિકૃત પંચમ કર્મ-ગ્રંથને અંગે ન્યાયતીર્થ પં. કૈલાશચન્દ્રે હિંદીમાં લખેલી અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના યાદ આવી. એ વાંચી જતાં મને આ લેખ તૈયાર કરવાની ઉત્કંઠા વિશેષ સતેજ થઈ. આ પ્રસ્તાવના મને પ્રેરક નીવડી છે. વિશેષમાં એમાંની કેટલીક સામગ્રી જે તુલનાર્થે ઉપયોગી હતી તે સુલભ રીતે મને એમાંથી સાંપડી છે એનો મેં અહીં ઉપયોગ કર્યો છે એટલો અહીં ઋણ-સ્વીકાર રૂપે નિર્દેશ કરું છું. અંતમાં જેમ ભારતીય દર્શનોમાં[4] ખાસ કરીને જૈન દર્શનમાં અને અંશતઃ યોગદર્શન અને બૌદ્ધ દર્શનમાં કર્મ-સિદ્ધાંતનો વિચાર કરાયો છે, તેમ અભારતીય દાર્શનિક કૃતિઓમાં પણ કોઈ કોઈ બાબત જોવાય છે. તો એ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના વિશિષ્ટ અભ્યાસીને હાથે રજૂ થાય એમ હું ઇચ્છું છું.

આમ સર્વાંગીણ નિરૂપણ માટેની ઇચ્છા અન્યાન્ય વિદ્વાનો દ્વારા તૃપ્ત થશે તો માનવ જીવનની મોટામાં મોટી સમસ્યાનો ઉકેલ આવેલો હું ગણીશ.

---

૧. 'કર્મ મીમાંસાનું આયોજન' જૈ. સ. પ્ર. પુ ૬૭ અં.
૨ આ લેખ વ. ૪, અંક ૧૨માં છપાયો છે.
૩. આ લેખ "જૈન સત્યપ્રકાશ"માં કટકે કટકે છપાયો છે, વ. ૧૭, અં. ૧૨થી એ શરૂ થયો છે.
૪. સુશ્રુતમાં પણ કર્મ વિષયક હકીકત છે.

# પ્રશ્નોત્તર–કિરણાવલી

પ્રયોજક : પૂજ્ય આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિજી

[ ક્રમાંક : ૧૭૭ થી ચાલુ ]

**૫૩. પ્રશ્ન**—પંદરમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧—નામ—ઈશ્વર સ્વામી તીર્થંકર, ૨—પૂર્વ પુષ્કરાર્ધની, ૩—ચોવીસમી વત્સ વિજયની, ૪—સુસીમાપુરી નગરીમાં જન્મ્યા. ૫—પિતાનું નામ—ગજસેન રાજા. ૬—માતાનું નામ—યશોજ્જવલા રાણી. ૭—ચંદ્રનું લંછન. ૮—સ્ત્રીનું નામ ભદ્રાવતી રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી ૫૩.

**૫૪. પ્રશ્ન**—સોળમા વિહરમાન તીર્થંકરનાં માતા-પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧—નામ—નેમિપ્રભ સ્વામી તીર્થંકર, ૨—પૂર્વ પુષ્કરાર્ધની, ૩—પચીસમી નલીનાવતી વિજયની. ૪—અયોધ્યા નગરીમાં જન્મ્યા. ૫—પિતાનું નામ—વીરભદ્ર રાજા. ૬—માતાનું નામ—સેનાવતી રાણી. ૭—સૂર્યનું લંછન. ૮—સ્ત્રીનું નામ—મોહની રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૪.

**૫૫. પ્રશ્ન**—સત્તરમા વિહરમાન તીર્થંકરના માતા-પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧—નામ વીરસેનસ્વામી તીર્થંકર. ૨—પશ્ચિમ પુષ્કરાર્ધની. ૩—આઠમી પુષ્કલાવતી વિજયની. ૪—પુંડરગિણી નગરીમાં જન્મ્યા ૫—પિતાનું નામ—ભૂમિપાલ રાજા. ૬—માતાનું નામ—ભાનુમતિ રાણી. ૭—બળદનું લંછ, : ૮—સ્ત્રીનું નામ—રાજસેના રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી ૫૫.

**૫૬. પ્રશ્ન**—અઢારમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વગેરેમાં બીના કઈ કઈ?

**ઉત્તર**—૧—નામ—મહાભદ્રસ્વામી તીર્થંકર. ૨—પશ્ચિમપુષ્કરાર્ધની. ૩—નવમી વપ્રવિજયની. ૪—વિજયપુરી નગરીમાં જન્મ્યા. ૫—પિતાનું નામ—દેવસેન રાજા. ૬—માતાનું નામ—ઉમા રાણી. ૭—હાથીનું લંછન. ૮—સ્ત્રીનું નામ—સૂરકાંતા રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૬

**૫૭. પ્રશ્ન**—ઓગણીસમા વિહમાન તીર્થંકરના માતા પિતા વગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧—નામ—દેવયશાસ્વામી તીર્થંકર ૨—પશ્ચિમ પુષ્કરાર્ધની. ૩—ચોવીસમી વત્સવિજયની. ૪—સુસીમાપુરી નગરીમા જન્મ્યા. ૫—પિતાનું નામ—સંવરભૂતિ રાજા. ૬—માતાનું નામ—ગંગાવતી રાણી. ૭—ચંદ્રનું લંછન. ૮—સ્ત્રીનું નામ પદ્માવતી રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૭

**૫૮. પ્રશ્ન**—વીસમા વિહરમાન તીર્થંકરના માતા પિતા વિગેરેની બીના કઈ કઈ?

**ઉત્તર**—૧—નામ—અજિતવીર્યસ્વામી તીર્થંકર, ૨—પશ્ચિમ પુષ્કરાર્ધની ૩—પચીસમી નલીનાવતી વિજયની ૪—અયોધ્યા નગરીમાં જન્મ્યા. ૫—પિતાનું નામ—રાજપાલ રાજા ૬—માતાનુ નામ—કનકાવતી રાણી. ૭—શંખનું લછન ૮—સ્ત્રીનું નામ—રત્નમાલા રાણી. બાકીની બીના સીમંધરસ્વામીની માફક જાણવી. ૫૮.

**૫૯ પ્રશ્ન**—દૃષ્ટિનું સ્વરૂપ શું?

**ઉત્તર**—પદાર્થ તત્ત્વના યથાર્થ બોધનુ જે કારણ હોય તે દૃષ્ટિ કહેવાય. કહ્યું છે કે—

**मित्रा तारा बला दीप्रा, स्थिरा कान्ता प्रभा परा ।**
**नामानि तत्त्वदृष्टीनां, लक्षणं च निबोधत ॥ १ ॥**

**અર્થ :**—આઠ તત્ત્વ દૃષ્ટિઓનાં નામ આ પ્રમાણે જાણવાં. ૧—મિત્રા દૃષ્ટિ. ૨—તારા દૃષ્ટિ, ૩—બલા દૃષ્ટિ, ૪—દીપા દૃષ્ટિ, ૫—સ્થિરા દૃષ્ટિ. ૬—કાંતા દૃષ્ટિ. ૭—પ્રભા દૃષ્ટિ. ૮—પરા દૃષ્ટિ. આ દરેક દૃષ્ટિનાં લક્ષણ નિર્મળ બોધને અનુસારે જાણી શકાય છે. ૫૯.

**૬૦. પ્રશ્ન**—પહેલી મિત્રા દૃષ્ટિ ક્યારે પ્રગટ થાય છે?

**ઉત્તર**—પહેલી મિત્રા દૃષ્ટિ યથાપ્રવૃત્તકરણના અંતિમ ભાગમાં જ્યારે મિથ્યાત્વની સ્થિતિરૂપ મેલ ઘટતો જાય, અને લગભગ ગ્રંથિભેદ થવાનો હોય, તે વખતે પ્રગટ થાય છે. આ મિત્રા દૃષ્ટિમાં અરિહંત ભગવંતે કહેલા જીવ, અજીવ વગેરે તત્ત્વોની ઉપર વ્યવહારથી સહેજ આદરભાવ પ્રગટ થાય છે એટલે રોગ ઓછો થવાથી જેમ રોગીને અનાજ ઉપર આદરભાવ થાય છે, તેમ ભવ્ય જીવને મિથ્યાત્વરૂપી વ્યાધિ ઘટવાથી તત્ત્વોમાં આદરભાવ પ્રગટ થાય છે. તથા અલ્પ વ્યાધિવાળો જીવ જેમ તે વ્યાધિના વિકારોથી પીડાતો નથી અને ઇષ્ટ અર્થની સિદ્ધિને માટે પ્રયત્ન કરે છે, તેમ આ દૃષ્ટિ ને પામેલો જીવ પોતાના હિતને સાધનારા કાર્યોમાં પ્રયત્ન કરે છે. કહ્યું છે કે—

**अपूर्वकरणप्राया, सम्यक्त्वरुचिप्रदा ।**
**अल्पव्याधेरिवाज्ञस्य, रुचिवत्तत्त्ववस्तुषु ॥ १ ॥** ૬૦

**૬૧. પ્રશ્ન**—બીજી તારા દૃષ્ટિ ક્યારે પ્રગટ થાય?

ઉત્તર—જ્યારે તત્ત્વરૂપી ( આદર ) ગુણ કંઈક સ્પષ્ટ થાય અને આત્માને હિતકારી એવા યમ નિયમ વગેરે સાધવામાં કંટાળો ન ઉપજે તથા તત્ત્વને જાણવાની સહેજ ઇચ્છા થાય ત્યારે બીજી તારા દૃષ્ટિ પ્રગટ થઈ છે એમ સમજી લેવું. કહ્યું છે કે—

**तारायां तु मनाक्स्पष्टं, नियमश्च तथाविधः ॥**
**अनुद्वेगो हितारम्भे, जिज्ञासा तत्त्वगोचरा ॥ १ ॥** ૬૧.

**૬૨. પ્રશ્ન**—ત્રીજી બલા દૃષ્ટિ ક્યારે ઉત્પન્ન થાય?

**ઉત્તર**—જ્યારે જીનેશ્વર ભગવંતે કહેલા જીવ અજીવ વગેરે તત્ત્વો સાંભળવાની અધિક ઇચ્છા થાય અને હિતકારી ને ક્રિયા સાધવામાં નિરંતર અધિક પ્રવૃત્તિ થાય ત્યારે સમજી લેવું કે આપણામાં બલાદૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. આ દૃષ્ટિ પ્રગટ થવાની સાથે હૃદયમાં એવી સદ્ભાવના પ્રગટ થાય છે કે અમારામાં વિશેષ બુદ્ધિ નથી કારણ કે વિશિષ્ટ ક્ષયોપશમ થાય તો જ વિશેષ બુદ્ધિ પ્રગટે અને તેવો કર્મનો ક્ષયોશમ અમને થયો ન હોવાથી વિશિષ્ટ બુદ્ધિ અમને પ્રાયે નથી અને અમે શાસ્ત્રનું રહસ્ય પણ સમજી શકતા નથી માટે જિનેશ્વર ભગવંતનાં વચનો અમે પ્રમાણભૂત માનીએ છીએ આ દૃષ્ટિમાં ઇંદ્રિયો સુસ્થિર ( શાંત ) થાય છે અને ધર્મક્રિયા કરતી વખતે અપૂર્વ શમભાવ અને નમ્રતા ગુણ દેખાય છે તેમજ ગુણવંત પુરુષોને જોઈને તેમના પ્રત્યે આદરભાવ પ્રગટ થાય છે ૬૨.

**૬૩. પ્રશ્ન**—ચોથી દીપ્રા દૃષ્ટિ ક્યારે પ્રગટ થાય?

**ઉત્તર**—જ્યારે ધર્મ સાધવામાં નિરંતર ઉદ્યમ કરવાનું મન થાય અને પદાર્થનો સૂક્ષ્મ બોધ ભલે ન હોય તો પણ તત્ત્વોને પરમ ઉલ્લાસથી સાંભળવાની નિર્મલ ઉત્કંઠા થાય ત્યારે સમજી લેવું કે દીપ્રા દૃષ્ટિ પ્રગટ થઈ છે આ દૃષ્ટિમાં ભવ્ય જીવ જિનેશ્વર ભગવંતે કહેલા ધર્મને પોતાના પ્રાણથી પણ વહાલો ગણે છે ને ધર્મને માટે પ્રાણનો પણ ત્યાગ કરવા તૈયાર થાય છે. તેમજ પ્રાણના સંકટમાં પણ ધર્મનો ત્યાગ કરતો નથી.—૬૩.

[ જુઓ : અનુસંધાન ટ્રાઈટલ પેજ ૨–૩ ]

# પ્રાચીન તીર્થ
# ચંદ્રપ્રભાસ પાટણ
અને
# પ્રતિમા લેખો

લેખકઃ—પૂજ્ય મુનિરાજ શ્રીચન્દનસાગરજી

**ચંદ્રપ્રભાસ** તીર્થ માટે જૈન શાસ્ત્રોમાં એવી હકીકત મળે છે કે—શ્રી. શંત્રુંજય તીર્થનો આ અવસર્પિણીમાં પ્રથમ ઉદ્ધાર કરી ભરત ચક્રવર્તી શ્રી. શત્રુંજયની પશ્ચિમ દિશાએ ઊતરી શ્રીસંઘસહિત રહ્યા હતા તે સમયે બાહુબલીના પુત્રો સોમયશા વગેરે વનરાજી જોવા જતાં સૌથી પહેલાં તાપસોને જોયા અને આશ્ચર્ય પામ્યા. તેમને પૂછતાં ખાત્રી થઈ કે કેટલાક વિદ્યાધરો અસાધ્ય રોગથી પીડાતા ઈન્દ્ર મહારાજની પ્રેરણાથી અહીં આવી વસ્યા છે અને પ્રભુથી વિખુટા પડી ગયેલા કચ્છ મહાકચ્છની તાપસી દીક્ષા ગ્રહણ કરી આદિજિનનુ નામ સ્મરણ કરતા અહી નદીના કાંઠે વસી રહ્યા છે. તે વિદ્યાધર તાપસો પાસેથી વધુ હકીક્ત મેળવતાં એ પણ જાણુવામાં આવ્યું કે, 'આ પવિત્ર ભૂમિ પર આઠમા તીર્થંકર શ્રીચન્દ્રપ્રભસ્વામીનુ સમોવસરણ થશે.' સોમયશા કુમારે ભરત ચક્રવર્તી પાસે આ ભૂમિતું વર્ણન કર્યું હતું અને તેમણે પણ શ્રીચન્દ્રપ્રભસ્વામીના પધારવાની હકીકત પણ કહી હતી. આથી ભરત ચક્રવર્તીએ ત્યાં 'ચન્દ્રપ્રભાસ' નામનું નગર વસાવી, શ્રીચન્દ્રપ્રભ પ્રભુનું દેરાસર બંધાવી તીર્થ તરીકે સ્થાપના કરી હતી.

આ સમયે દરિયો ઘણો દૂર હોવો જોઈએ. કારણ કે, ભરત ચક્રવર્તીની નોંધ લેતાં દરિયા સંબંધી કંઈ ઉલ્લેખ મળતો નથી અને એ વાત પણ પ્રસિદ્ધ છે કે, શ્રીસિદ્ધગિરિજીના રક્ષણ અર્થે સગર નામના બીજા ચક્રવર્તી દરિયાને નજીક લાવ્યા હતા, બીજા તીર્થંકર અજિતનાથ પ્રભુના સમયમાં સગર ચક્રવર્તીએ જ્યારે આ તીર્થની યાત્રા કરી ત્યારે પણ દરિયાનો ઉલ્લેખ નથી થયો એટલે સાથે સાથે એ પણ માની લેવુ રહ્યુ કે, સગરચક્રીએ યાત્રા કર્યા બાદ દરિયો નજીક આણ્યો.

શ્રીચન્દ્રપ્રભસ્વામી છદ્મસ્થ અવસ્થામાં દરિયાના કાંઠે કાઉસ્સગ ધ્યાને રહ્યા હતા ત્યારે દરિયાઈ મોજાં તેમને અથડાવા લાગ્યાં. આથી દરિયાની અધિષ્ઠાયિકા દેવીએ તે સ્થાને એટલે જળના સ્થાને સ્થળ ભૂમિ કરી. અત્યારે પણ વધુ ઊંડણમાં ખોદકામ કરતાં દરિયાઈ રેતીના થરો અને શિલાઓ મળી આવે છે. આ વસ્તુ જ સ્પષ્ટ કહે છે કે આવું કંઈક થયુ હોવુ જોઈએ.

શ્રીચન્દ્રપ્રભસ્વામી કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી અહી સમોવસર્યા ત્યારે અહીંના રાજા–રાણીએ દીક્ષા લીધી હતી, અને તે રાજાના પુત્રે અહી ચન્દ્રપ્રભુનું દેરાસર બંધાવી, પ્રભુની સમ્મુખમા પોતાના પિતાની પ્રતિમા સ્થાપી હતી. ત્યારબાદ એમણે સંઘ કાઢી દીક્ષા લીધી

સોળમા શ્રી શાન્તિનાથ પ્રભુના પુત્રે અહીની યાત્રા કરી અઠ્ઠાઈ મહોચ્છવ કરેલો, તેમ વીશમા શ્રીમુનિસુવ્રતસ્વામીના સમયમા સતી સીતાદેવીએ યાત્રા કરી નવીન દેરાસર બંધાવી શાસન–પ્રભાવના કરેલી. શ્રીનેમિનાથ પ્રભુના સમયે પાંડવોએ પણ યાત્રા કરેલી અને

ત્રેવીસમા શ્રીપાર્શ્વનાથ પ્રભુના ભાઈ અજિતસેન રાજાએ યાત્રા કરી હતી, આમ વર્તમાન ચોવીસીમાં આ તીર્થની હયાતી હતી. હવે છેલ્લા ચોવીસમા તીર્થંકર મહાવીર પ્રભુના શાસનનો ઉલ્લેખ આપણને આ મલી આવે છે.—

વિક્રમ સંવત ૩૭૦માં વલ્લભિપુરમાં શ્રી. ધનેશ્વરસૂરિજીએ 'શ્રીશત્રુંજય મહાત્મ્ય'ની રચના કરી. વિક્રમ સંવત ૩૭૫માં વલ્લભિપુરનો પ્રથમ ભંગ થયો ત્યારે એટલે ભંગ થવાના સમયે અધિષ્ઠાયકદેવે વલ્લભિપુરસ્થિત શ્રી. ચન્દ્રપ્રભપ્રભુની પ્રતિમા, ક્ષેત્રપાળની મૂર્તિઓ અને શ્રીઅમ્બિકાદેવીની મૂર્તિ આકાશમાર્ગે ચન્દ્રપ્રભાસ પાટણમાં આણી. વર્તમાનમાં શ્રીચન્દ્રપ્રભસ્વામીની મૂળનાયક તરીકેની જે પ્રતિમા છે તે એ જ હોવી જોઈએ. કારણ કે, તે પ્રતિમા ઉપર કોઈ જાતનો લેખ નથી. વિક્રમ સં. ૧૩૬૫ની સાલમાં શ્રીઅમ્બિકાદેવીની દેરીનો જીર્ણોદ્ધાર થયાનો ઉલ્લેખ નવા થયેલા ગગનચુંબી દેરાસરની ચોકીના જમણી બાજુના ગોખલામાં વિરાજમાન અંબિકાદેવીની નીચેની પાટલીમાં છે, તેમાં આકાશમાર્ગે આવેલા અંબિકાદેવીની દેરીનો જીર્ણોદ્ધાર વિક્રમ સં. ૧૩૬૫ માં કર્યો, જુઓ તે લેખ—

"संवत्त १३६५ वर्षे वैशाख वदि ५ बुधे श्रीदेवपत्तनवास्तव्यश्रीश्रीमाल ज्ञातीय.... .. सोमर्सीह मातृ गुरवदेआत्मपुण्याय श्रीचन्द्रप्रभस्वामिचैत्ये पूर्वं व्योममार्गेण समागतायाः अंबिकाया मूर्तिः पुत्रकद्वयालंकृता देवकुलिका जीर्णोद्धारः कृतः सुहडर्सीहेन कारित' पेटलापद्रीय श्रीमद्....धर्म्मदेवसूरिभिः प्रतिष्ठापिता"

બારમા તેરમા સૈકામા સિદ્ધરાજ જયસિંહે યાત્રા કરેલી, કુમારપાળ મહારાજાએ કુમારવિહાર અને અષ્ટાપદ મન્દિર બંધાવી સુવર્ણ કલશ ચઢાવેલો, શ્રીવસ્તુપાલ-તેજપાળે આદિનાથ પ્રભુનું અને અષ્ટાપદનું દેરાસર બંધાવી તેના નિભાવ માટે દુકાનો અને ઘરોની શ્રેણી-લાઈન બંધાવેલી તેમ પોષધશાળા બંધાવી હતી, ભગ્ન પરિકરની નીચેના ભાગનો લેખ નીકળ્યો છે તે આ વસ્તુ પુરવાર કરે છે. જુઓ તે લેખ—

"सं. १२८९ वर्षे वैशाख वद १२ शुक्रवारे आसदेव तत्पुत्रः भार्या अनुपमादेवी .. त्मश्रेयोऽर्थं श्रीमहावीरबिंबं कारितं प्रतिष्ठितं श्रीहरिभद्रसूरिशिष्यैः श्रीविजयसेनसूरिभिः"

ચૌદમા સૈકામા થયેલા શ્રીધર્મઘોષસૂરિજીએ મન્ત્ર ગર્ભિત સ્તુતિ કરી સમુદ્રના તરંગો મારફત જિનમન્દિરમાં રત્નો અર્પણ કરાવેલાં તેમ છઠ્ઠા સૈકામાં શ્રીવજ્રસ્વામીએ શ્રીસિદ્ધગિરિ ઉપરથી કાઢી મૂકેલ કવડજક્ષને પ્રતિબોધી અહીં અધિષ્ઠાયક બનાવેલો, પેથડ શાહે અહીં દેરાસર બંધાવેલું, તેમ સમરાશાહે પણ યાત્રા કરેલી. સત્તરમા સૈકામાં શ્રીવિજયહીરસૂરિજી મહારાજના શિષ્ય શ્રીવિજયસેનસૂરિજી મહારાજે એક જ માસમાં ચાર-પાંચ વખત અંજનશાલાકા અને પ્રતિષ્ઠા કરાવી છે. વિક્રમ સં. ૧૮૭૬માં જીર્ણોદ્ધાર થયેલો હતો, વર્તમાનમા છેલ્લો જીર્ણોદ્ધાર કરી વિ. સં ૨૦૦૮માં પૂ. આ. શ્રીચન્દ્રસાગરસૂરિજીના હાથે પ્રતિષ્ઠા કરાવી છે; દેરાસર મનોહર અને હિંદુસ્થાનભરમાં ત્રીજે નંબર આવે તેવી રીતની બાંધણી અને દેખાવ છે.

[ આ મંદિરની પ્રતિમાઓના સમગ્ર લેખો આવતા અંકે આપવામાં આવશે ]

# कडुआ मत पट्टावलीमें उल्लिखित उनका साहित्य

लेखक :—श्रीयुत अगरचंद नाहटा

**श्वे. जैन** संप्रदायमें अनेकों गच्छ व सम्प्रदाय हो गये हैं। यद्यपि गच्छोंकी संख्या ८४ कही जाती है पर अन्वेषणप्रेमी विद्वानोंके निकट इस संख्याका कोई मूल्य नहीं, क्योंकि प्रतिमालेखो व ग्रन्थप्रशस्तियों आदिमें जिन जिन गच्छोंका नामनिर्देश पाया जाता है उनकी संख्या भी सौसे अधिक है। ८४ गच्छोंके नामकी सूचियों भी एक ही समान नामवाली नही पायी जाती और उन सूचियोंके कई नामोंका ता कोई महत्त्व नही। वे नाम कई तो अप्रसिद्धसे हैं और कई एक ही गच्छकी शाखाओंके हैं तब सूचीके अतिरिक्त अन्य नाम भी प्रचुर पाये जाते हैं। पीछले पट्टावलीकारोंने एक कल्पना भी खडी की है कि उद्द्योतनसूरिजीने एक ही समय अपने ८४ शिष्योको आचार्यपद दिया और उस चौरासी आचार्योंकी संतति ही ८४ गच्छके नामसे प्रसिद्ध हुई। पर इस कथनमें भी कोई तथ्य नजर नहीं आता। तत्कालीन कोई प्रमाण इस कथनकी पुष्टि नही करता। अस्तु।

विशेष खेदकी बात तो यह है कि जिन गच्छोकी संतति सैकड़ों वर्षों तक चली है, जिनके गच्छोंके विद्वानोंके रचित अनेकों ग्रंथ भी विद्यमान हैं एवं प्रतिमा लेखों व प्रशस्तियोंमें जिनके प्रचुर उल्लेख मिलते हैं। उन गच्छोंकी भी अब पट्टावलियों नहीं मिलती। यह बहुत कम सम्भव है कि जिनकी परंपरा सैकडो वर्षो तक चली हो एवं जिनमें बहुत अच्छे विद्वान भी हुए हो उनके अनुयायी विद्वानोंने अपनी परंपरा और आचार्योंका कुछ भी इतिवृत्त नही लिखा हो। मेरे ख्यालसे उन पट्टावलियोंकी अनुपलब्धिका प्रधानकारण हमारे खोजशोधका अभाव ही है। हां कई पट्टावलियो नष्ट भी हो गयी है पर खोज करने पर बहुतसे ऐसे प्रभावशाली गच्छों व उनकी शाखाओंकी पट्टावलियोंके मिलनेकी पूर्ण संभावना है। गच्छ-मतोंके संम्बधी कुछ एसे ग्रंथोका उल्लेख भी कई ग्रंथोंमें देखनेमें आता है जैसे कविवर समयसुन्दरजीके 'गाथासहस्री' ग्रंथमें एक "गच्छोत्पत्ति प्रकारण"की कई ऐतिहासिक गाथा-ओंका उद्धरण पाया जाता है उन गाथाओंसे जाना जाता है कि वह प्रकरण वास्तवमें बहुत ऐतिहासिक होगा। इसी प्रकार आहोरके विजयराजेन्द्रसूरि ज्ञानभंडारकी 'पाडिवालगच्छ' पट्टावली'जो ७वीं शताब्दीमें रची गयी है। उसमें कई बाते बिल्कुल नवीन ज्ञात होती है और उसके कई वृत्तांन्तोके विस्तृत वर्णन जाननके लिए "बृहत् पट्टावली" देखनेको निर्देश किया गया है पर वह प्राप्त नहीं है। "बृहद पट्टावली"के उपलब्ध होने पर बहुत कुछ नया ज्ञान मिलनेकी सम्भावना है।

बिकानेरके लोकागच्छीय मोहनलालजी यतिके पास मैंने एक लोंकागच्छकी संस्कृत गद्यमें रघुनाथ यतिद्वारा रचित पट्टावली देख। थी। उसमें भी लोकागच्छकी संस्कृत पद्यमय पट्टावलीका निर्देश मिलता है। ऐसे ही कडुआ पट्टावलीमें कल्याण कृत "युगप्रधान पट्टावली"की संस्कृत टीकाका उल्लेख है। खेद है कि जितनी सामग्री उपलब्ध हुई है वह भी प्रकाशित नहीं हुई अतः वे. जिनके पास है वे प्रकाशित कर दें ताकि अन्य विद्वानों मी उससे लाभ उठा सके। अद्यावधि पट्टावलीसंग्रहके प्रकाशित केवल दो ही ग्रंथ हमारे सामने है। श्रीजिनविजयजी सम्पादित एवं नाहटाजी प्रकाशित "खरतरगच्छ पट्टावली संग्रह' और दर्शन-विजयजी सम्पादित पट्टावली समुच्चय भाग १–२।

श्रीदर्शनविजयजीके एक पत्रसे ज्ञात हुआ था कि उनके पास आगमिक एवं तपागच्छकी कई शाखाओं आदिकी पट्टावलियों अभी और अप्रकाशित हैं। हमारे संग्रहमें भी उपरोक्त पाडिवालगच्छ पट्टावली, लोंका, टिप्पण, राजगच्छकी पट्टावली, धर्मघोषगच्छकी संक्षिप्त आचार्य-परंपरा नामावली, बृहद्गच्छ गुर्वावली, खरतरगच्छकी बेगड़ आदि शाखाओंकी पट्टावलियें एवं तपागच्छकी एक विशिष्ट प्राचीन भाषा पैट्टावली आदि संग्रहित है। कलकत्तेकी नित्यमणिविनय लायब्रेरी और श्रीजिनविजयजीके पास तपागच्छका गुर्वावलीविशुद्धि नामक ग्रंथ भी देखनेमें आया है। इसी प्रकार आगरेके श्रीविजयधर्मसूरि ज्ञानमंदिर आदि में कई तपागच्छकी शाखादिकी पट्टावलियों हैं उन सबका शीघ्र ही एक संग्रहग्रंथ प्रकाशित होना परम आवश्यक है। ताकि प्रत्येक इतिहासप्रेमी उनसे लाभ उठा सकें। मुनि जिनविजयजी "विविध गच्छीय–पट्टावली संग्रह" प्रकाशित कर रहे है। जिसके कुछ फर्मे मैंने कुछ वर्षों पूर्व मंगवाये थे पर वह ग्रंथ अभी पूरा छपा नहीं, पता नहीं वह कब तक प्रकाशित होगा।

श्रीयुत मोहनलाल दलीचन्द देशाईके पास एक कडुआ मतकी ऐतिहासिक एवं विस्तृत भाषा पट्टावली' कुछ वर्ष पूर्व मेरे बंबई प्रवासके समय देखनेमें आई और उनकी नकल करनेके लिए मंगाने पर देसाई स्वयं जब कार्तिक शुक्ला ५ को हमारे यहाँ बीकानेर पधारे थे तब साथमें लाये थे। उसके अवलोकन पर कई कई बातें जाननेको मिली। उसमें कडुआमतके साहित्यनिर्देश विशेष रूपमें उल्लेखनीय होनेसे इस लेखमें उक्त पट्टावलीमें जिन जिन कडुआमती विद्वानोंके रचित ग्रंथादिकोंका उल्लेख मिलता है उनकी सूची यहाँ दी जा

१ प्रकाशित–भारतीय विद्या वर्ष १ अंक २ पल्लीवाल गच्छपट्टावली, प्र. आत्माराम- शताब्दी स्मारक ग्रन्थ।

२ आपने अपने 'जैन गूर्जर कविओ' भाग २–३ के अंतमें प्राप्त पट्टावलियोंका अति संक्षिप्त सार दिया है जिसमें कडुआमत पट्टावली भी सम्मलित है। एक संक्षिप्त पट्टावली इस मतकी जैन साहित्य संशोधकमें भी छपी थी।

रही है। इसमेंसे कई ग्रंथ तो उपलब्ध भी है पर जो अभी तक अनुपलब्ध है उनका पत्ता लगाना नितान्त आवश्यक है।

जिस पट्टावलीके आधारसे कडुआमतके विद्वानोकी रचनाओंका परिचय इस लेखमें दिया जा रहा है उसकी रचना संवत् १६८५के पौष शुक्ला १५ पुष्य नक्षत्रमें कडुआमती शाह कल्याणने ( अष्टम पट्टधर तेजपालकी विद्यमानतामें ) की है। देशाईकी प्रतिकी पत्र संख्या ३६ है। प्रति पृष्ठ पंक्तियां १४ और प्रति पंक्ति अक्षर ४० से ४५ तक है। प्रतिका एक कोना कुछ कट गया है व कुछ किनारा उधेईने भी भक्षित किया है फिर भी मूल वस्तु सुरक्षित है। उसका लेखक कोई खरतरगच्छीय यति है। लेखनकी अशुद्धिये काफी रह गयी है। उसकी प्रतिलिपि करनेके बाद मेरे भ्रातृप्पुत्र भंवरलालको विजयधर्मसूरि ज्ञानमंदिर आगरेमें कडुआमतका एक गुटका मिला। जिसमें यह पट्टवली शुद्ध रूपमें लिखित है। उसकी प्रतिलिपि भी भंवरलालने करके मुझे भेज दी थी। अब इस पट्टावलीमें निम्नलिखित कडुआमतके साहित्यकी सूची दी जा रही है।

**१ शाह कडुआकृत–**

( १ ) हरिहरादिके पद।

( २ ) सज्झाय–माइबापनी कीजइ भगति **विनय** करतां रूडा-युगति।

जीवदया **साची** पालइ, शील धरी कुल अजूवालीइ ॥ १ ॥

इत्यादि सज्झाय सर्वत्र सांप्रतं प्रसिद्धस्ति। सं. १५१४ से पूर्व रचित।

( ३ ) स्तवन-"रिसहजिनवर मूरति तुम्ह तणी," स्तवनं कृतं (सं. १५२८ अहमदावाद)।

( ४ ) १०१ बोल ( प्रस्तुत पट्टावलीमें दिये है )।

( ५ ) २१ बोल ( प्रस्तुत पट्टावलीमें है )।

( ६ ) १०४ बोल शीलपालनेके।

( ७ ) १२३ ( ११३ ) बोल स्त्रीके शील पालनेके।

( ८ ) स्तवन–'जयजगगुरू देवाधिदेव,' ( सं. १४ मी वडोदरेमें )।

( ९ ) वीरस्तवन–'सखि सार नय गंधारग्राम' ( सं. १५४२ गंधारमें रचित )।

(१०) विमलगिरिस्तवन–"विमलगिरिप्रासाद पोढउ" ( सं. १५४५ )।

(११) चैत्यपरिपाटीस्तवन–'जिनवर वचन अमृत सम जाणी' (संघयात्रास्थानोके वर्णन)।

(१२) लुंपक चच्चरीपूजा संवर रूप स्थापना 'पत्र ( सं. १५४७ सूर्यपूर )'

( तेऽत्र अष्टम पट्टालंकार श्रीतेजपाल पार्श्वेऽस्ति )।

(१३) पार्श्वस्तवन–"माहरइ मंदिरि पासजी" ( सं. १५४८ पाटणमें बिम्ब प्रवेश

समय ) रचित ।

(१४) गीत--"अरिहंत नाम औषधहि सारइ" (सं. १५६३ अंत समये रचित छइ)।

(१५) गीत, स्तवन, साधुवंदना प्रमुख ग्रंथ ६००० पाटणमां ( पाटणमें इसकी खोजनी चाहिए ) ।

(१६) इनके अतिरिक्त लीलावती सुमतिविलासरासका उल्लेख जै. गु. क. १-३में भी है।

**२ शा० दीपाकृत–**

( १ ) छंद–"जिनभुवन जाएविमान पहिलु मुकीइ" ।

( २ ) बारव्रत चौपई "वीरजिणसर प्रणमुं पाय ॥ ( सं. १५४८ पत्तन ) ।

**३ दो० राजपालकृत–**

( १ ) सज्झाय-"वंदो वीर जिणंद" ( सं. १५४३ में रचित ) ।

**४ जा० श्रीवंत** ( विशिष्ट विद्वान )—

( १ ) हुंडी ( लघुशालीया तपाके बाद वर्णनात्मक ) ।

( २ ) गुरुतवि निर्णयहुंडी ( ते सांप्रत हळतपुरमध्ये छइ उपाश्रयने भंडारि पत्र ४४ ) ।

( ३ ) ऋषभविवाहलोढा० ४४ सर्वत्र प्रसिद्ध ।

( ४ ) ढोलीया वर्णन ।

( ५ ) स्तुति आदि अनेक ।

**५ सा० रामा–**

( १ ) परी० पुंनाको दिये हुए पत्र १० ( हव(छ!)तपुर भंडारमें ) ।

**६ सा० रामा कर्णवेधी–**

( १ ) लुंपक हुंडी वृद्धपत्र ३२९ अधिकार ५७४ ( प्रति राजनगर भं० ) ।

( २ ) वीरनाहविवाहलु सं. १५९४ ।

**७ मांडणकृत–**

( १ ) रास ।

**८ सा० रत्नपाल–**

( १ ) अवन्ती सुकुमालरास ( सं. १६४४ शत्रुंजये ) ।

( २ ) चौवीशी ।

( ३ ) वीशी ।

( ४ ) तेरह काठियाभाष।

( ५ ) स्तवन स्तुति अनेक।

९ **सा० तेजपाल—**

( १ ) स्तवन–' महावीरं नमस्कृत्य कल्याणकारणो धर्मः ' इत्यादि ॥

१० **तेजपाल—**

( १ ) वरणाग नलुआनी सज्झाय (सं० १६६६ )

( २ ) देशपदी ( सं० १६६७ ) पद्यटीका पंचदशी, इत्यादि १० बोल विचार।

( ३ ) दीपोत्सवकल्प संस्कृत–सावचूरि। ( सं० १६७१ )।

( ४ ) चतुर्विंशतिजिनस्तोत्र–' सर्वसुरासुरैर्वन्द्यं ' टीका सह।

( ५ ) सप्तप्रश्नी ( सं० १६७५ )।

( ६ ) वीरनां पांच स्तवन।

( ७ ) भगवती साधुवंदना ( सं० १६७६ ) स्तंभतीर्थे।

( ८ ) स्तवन–सज्झाय अनेक।

( ९ ) शतप्रश्नी ( सं. १६७८–७९ ) पाटण।

(१०) स्नात्रविधि ( १६८० ) स्तंभतीर्थे।

(११) सीमंधरस्वामी शोभातरंग-- ४३ ( सं० १६८२ )।

(१२) अजितनाथ स्तुति--सावचूरि।

(१३) वीरतरंग ( संस्कृत )।

(१४) जिनरंग ( सर्वग्रंथाग्र--१० हजार प्रमाण रचना )।

**११ सा० मावजी** (सा० रत्नपाल शिष्य)—

( १ ) नर्मदासुंदरी रास (सं. १५६३ )–देखें जै० गू० क० भाग ३, पृ० ९९।

१२ **सा० कल्याण** (सा० तेजपाल शिष्य)—

( १ ) लुंपकचर्चा ( हाथपोथी सं० १६७९ )—

( २ ) धर्मविलास ढा० ४३, (सं० १६८५ जे० सुदि ५ )–देखें जै० गू० क० भा० १ पृ० ५२७।

( ३ ) युगप्रधान पट्टावली टीका (संस्कृत) ( युगप्रधानवंदना )।

( ४ ) कडूआमत पट्टावली ( सं० १६८५ पो० सु० १५ के बादकी रचना )।

---

१. प्रकाशित, इसके संबधमें मेरा लेख ' जैन सत्य प्रकाश ' वर्ष १७ अं.     देखों

( ५ ) वासुपूज्य मनोरम फाग (सं० १६९६ माघ सुदि ८ सो० थराद) देखें- जै० गू० क० भा० १, पृ० ५७५।

( ६ ) अमरगुप्तचरित्र (सं० १६९७ पो० सु. १३ देखें-जै० गू० क० भा० १ पृ० ५७६)।

( ७ ) महादंडक ९९ द्वार बाळा० पत्र ९ (सं० १७१२)।

( ८ ) अभिनंदन स्तवन-'प्रभु प्रणमुं रे' स्तंभतीर्थ।

## १३ लाधाशाह—

( १ ) जम्बूरास (सं० १७९४ फा० सुदि २ गु० लोहीग्राम जयचंदजी भंडार)।

( २ ) सूरतचैत्य परिपाटी (सं० १७९३ मि० व० १० गु० सूरत प्रकाशित)।

( ३ ) शिवचंद्रजीनो रास-(सं० १७९५ आसो० सु० ५ राजनगर-हमारा संग्रह- ऐतिहासिक का० सं०' में मुद्रित)।

( ४ ) पृथ्वीचंद्र-गुणसागर चरित्र-वार्ता (सं० १८७७ मि० सु० ५ २० राधनपुर)।

( ५ ) चौवीशी (सं० १७६० विजयादशमी शुक्र-अहमदावाद)।

शाह कल्याणजीकी चार नंबर रचनाके बादसे जिन रचनाओंकी सूची ऊपर दी गई है वे 'जैन गूर्जर कविओं'के आधारसे दी है।

कडुआ पट्टावलीमें इनके अतिरिक्त अज्ञरचित 'नागिल-सुमतिरास, चउसरण-टीका और दुदाके साथ खीमाकी वार्ता पत्र-२, आठमी-पाखी चर्चा, ऋषिमति उत्पत्ति विशेष वार्ता, आनन्द विमलसूरि वृत्तान्त' आदिका भी उल्लेख है।

कडुआ मतका जहां जहां प्रचार अधिक रहा है वहां उनके ज्ञानभंडार भी थे, जिनमेंसे पाटण, राजनगर, हवतपुर या हब्तपुर एवं थरादके भंडारका उल्लेख प्रस्तुत पट्टावलीमें आया ही है। थरादमें कडुआ-मतका अब भी भंडार है। अन्य तीन स्थानोंमें है या नहीं मुझे पता नहीं। उपर्युक्त कडुआमत साहित्यकी शोध इन भंडारोंमें अवश्य होनी चाहिए। सा० कडुआने ९००० श्लोक करीबकी रचना की और शाह तेजपालने १०००० श्लोक प्रमाणकी रचना की बताई गई है। इनमें कई ग्रंथ बड़े महत्त्वपूर्ण है। जैसे-लुंपक वृद्ध हुंडी, लुंपक चर्चासेलोंकागच्छकी मान्यताओं और ऋषिमति उत्पत्ति और हुंडी द्वारा तपागच्छ पर कुछ नया प्रकाश मिलेगा।

[ અનુસંધાન ટાઈટલ પૃષ્ઠ : ૨ થી ચાલુ ]

**૬૭. પ્રશ્ન**—એ આઠ દૃષ્ટિઓમાં કઈ કઈ દૃષ્ટિઓ મિથ્યાત્વભાવમા હોય અને કઈ કઈ દૃષ્ટિઓ સમ્યક્ત્વભાવમાં હોય?

**ઉત્તર**—શરૂઆતની ચાર દૃષ્ટિઓ મિથ્યાત્વભાવમાં હોય છે એટલે ચાર દૃષ્ટિ સુધી જીવને મિથ્યાત્વપણું હોય છે. અને છેલ્લી ચાર દૃષ્ટિઓ સમ્યક્ત્વભાવમાં હોય છે. એટલે સ્થિરા દૃષ્ટિમાં સમ્યગ્ દર્શન ગુણ પ્રગટ થતો હોવાથી સ્થિરા દૃષ્ટિ વગેરે ચાર દૃષ્ટિઓ સમ્યક્ત્વ ભાવની ગણાય છે. ૬૭.

**૬૮. પ્રશ્ન**—આચારાંગ સૂત્રની નિર્યુક્તિ ટીકા વગેરેની બીના કેવા પ્રકારની છે?

**ઉત્તર**—આચારાંગ સૂત્રના કર્તા સુધર્માસ્વામી, મૂળગ્રથનું પ્રમાણુ બે હજાર પાંચસો શ્લોક. ૩–આ સૂત્રની ઉપર ચૌદ પૂર્વધર શ્રીભદ્રબાહુ સ્વામી મહારાજે ચારસો પચાસ ગાથા પ્રમાણુ નિર્યુક્તિની રચના કરી છે. ૩–અધ્યયન અઠ્યાવીસ છે. ૪–ચૂર્ણિનું પ્રમાણુ ત્યાસીસો (૮૩૦૦) શ્લોક. ૫–આ સૂત્રની ઉપર શ્રી શીલાકાચાર્ય મહારાજે બાર હજાર શ્લોકપ્રમાણુ ટીકાની રચના કરી છે. આ રીતે આચારાંગ સૂત્રના અઠ્ઠાવીસ અધ્યયનને અંગે નિર્યુક્તિ વગેરેની બીના જાણવી આ સૂત્રમાં મુનિઓના આચાર વગેરેની મુખ્ય બીના જણાવી છે. ૬૮.

**૬૯ પ્રશ્ન**—બીજા સૂયગડાગ સૂત્રની નિર્યુક્તિ વગેરેની બીના કેવા પ્રકારની છે?

**ઉત્તર**—બાર અગ પૈકી આ સૂત્ર બીજા નબરે છે. તેમાં–૧ ત્રણસોને ત્રેસઠ પાંખડીઓનાં સ્વરૂપ ૨–વીર પરમાત્માની સ્તુતિ, ૩–સયમી આત્માએ અનુકૂળ ઉપસર્ગ સહન કરતી વખતે કેવા પ્રકારનુ ધૈર્ય રાખવું જોઈએ? ૪–આર્દ્રકુમારનુ જીવન ૫–હસ્તી તાપસનું વર્ણન વગેરે બીના આવે છે. ૨–અધ્યયન–તેવીસ. ૩ મૂળ ગ્રથનુ પ્રમાણુ–એકવીસસો (૨૧૦૦) શ્લોક. ૪–ભદ્રબાહુસ્વામી મહારાજે બનાવેલી નિર્યુક્તિનુ પ્રમાણુ ગાથા અઢીસો. ૫–ચૂર્ણિનું દસહજાર શ્લોક. ૬–શીલાંકાચાર્ય મહારાજે બનાવેલી ટીકાનુ પ્રમાણુ બાર હજાર આઠસો ને પચાસ (૧૨૮૫૦) શ્લોક. ૭–આ રીતે સૂયગડાંગ સૂત્રના અધ્યયન વગેરેની બીના જાણવી. ૬૯

**૭૦. પ્રશ્ન**—શ્રીસ્થાનાગ સૂત્રની ટીકા વગેરેની બીના કેવા પ્રકારની છે?

**ઉત્તર**—બાર અગની અપેક્ષાએ આ ત્રીજુ અગ છે તેમાં પહેલા અધ્યયનમાં એક એક વસ્તુ જણાવી છે અને બીજા અધ્યયનમા બબ્બે વસ્તુ બતાવી આ ક્રમે કરીને ત્રીજા ચોથા અધ્યયન વિગેરેમા ત્રણ ત્રણ ચાર વગેરે વસ્તુનું સ્વરૂપ બતાવીને છેવટે દશમા અધ્યયનમાં દશ દશ વસ્તુની બીના જણાવી છે. ચાર પ્રકારના શ્રાવકોનુ સ્વરૂપ ચોથા અધ્યયનમાં જણાવ્યું છે તથા કયા ચાર કારણુ સેવીને સસારી જીવ નરકને લાયક કર્મ બાંધીને નરકમાં જાય છે તે કારણોની બીના પણ આ ચોથા અધ્યયનમાં જણાવી છે, તેમજ કયા કયા નવ કારણથી રોગની ઉત્પત્તી થાય છે? તે બીના અને પ્રભુ શ્રીમહાવીરદેવના શાસનની નિર્મળ આરાધના કરીને તીર્થંકર નામકર્મ બાંધનારા શ્રેણિક રાજા, સુપાર્શ્વ રાજા, સુલસા, રેવતી વિગેરે જીવોની બીના પણ નવમા અધ્યયનમાં વર્ણવી છે. એ ઉપરાંત સાધુજીવનને અંગે અને શ્રાવક જીવનને અગે ખાસ જરૂરી બીના પણ આ સૂત્રમા વર્ણવી છે ૨–આ સૂત્રના દસ અધ્યયનો છે. ૩–મૂળ ગ્રન્થનું પ્રમાણુ ત્રણહજાર સાતસો ને સિત્તર શ્લોક. ૪–સ્થાનાગ સૂત્ર વગેરે નવ અગોની ઉપર શીલાંકાચાર્ય મહારાજે પહેલાં ટીકાઓ રચી હતી પણ વિચ્છેદ થવાથી અભયદેવસૂરિ મહારાજે એ નવે અગોની ઉપર નવી ટીકાઓ બનાવી તેમા આ સૂત્રની ટીકાનું પ્રમાણુ પદર હજાર બસોને પચાસ શ્લોક છે. આ રીતે ઠાણાગસૂત્રની ટીકા વગેરેની બીના ટૂકામાં જાણવી ૭૦.

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૭ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂ. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂ. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂ. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને માસિક કાયમને માટે મોકલવામા આવે છે

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતાં અને શેષ કાળમા જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ ૩) ત્રણ રૂપિયા રાખવામા આવ્યુ છે

૩ માસિક વી. પી. થી ન મગાવતા લવાજમના રૂ. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪ આ માસિકનુ નવુ વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામા ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨ લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# विषय-दर्शन







॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

| वर्ष : १८ | વિક્રમ સં. ૨૦૦૯ : વીર નિ. સં. ૨૪૭૯ : ઈ. સ. ૧૯૫૩ | क्रमांक |
|---|---|---|
| अंक : १० | અષાડ સુદિ ૪ : બુધવાર : ૧૫ જુલાઈ | २१४ |


# ધર્મ-શિક્ષણ અને સાધુઓ

વક્તા: શ્રીયુત અમૃતલાલ કાલીદાસ દોશી.

**તી**ર્થંકર દેવો સમયે સમયે ધર્મનું પ્રવર્તન કરે છે, એટલે કે જનતાને ધર્મનું શિક્ષણ આપે છે અને એ જ કારણે તેઓ 'જગદ્ગુરુ' કહેવાય છે. વળી લોકોને ધર્મનું આવું શિક્ષણ પરંપરાગત મળતું રહે તે માટે તેઓ ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે અને તેમાં શ્રમણસમુદાયને અગ્રપદે સ્થાપે છે. એટલે લોકોને ધર્મશિક્ષણ આપવાની મુખ્ય જવાબદારી શ્રમણસમુદાયની છે.

પ્રભુ મહાવીરના શ્રમણસમુદાયે આ દિશામાં પ્રચંડ પુરુષાર્થ કર્યો છે તેણે ભગવાનની વાણીનો સંગ્રહ કરનારા આગમગ્રંથો રચ્યા છે. તે પર નિર્યુક્તિઓ, ચૂર્ણિઓ, ભાષ્યો અને ટીકાઓની રચના કરી છે. તથા તેના પરમાર્થને સ્પષ્ટ રીતે સમજાવવા માટે અનેક પ્રકરણ-ગ્રંથો લખ્યા છે. આ ઉપરાંત તેમણે સાહિત્યનાં વિવિધ અંગોને પણ વિકસાવ્યાં છે અને રસપૂર્ણ કથાઓ, પ્રબંધો, ચરિત્રો તથા રાસોની રચના કરી છે. એકલી ગૂર્જર ભાષામાં જ તેમણે ૧૩૦૦ ઉપરાંત રાસો રચ્યા છે, એ શું બતાવે છે? આ સાહિત્યનું સર્જન તેણે મુખ્યત્વે લોકભાષામાં જ કર્યું છે, જેથી સામાન્ય જનતા પણ ધર્મનું તત્ત્વ સમજી શકે અને તેનો યથાશક્તિ આદર કરી શકે.

સાહિત્યના સર્જન ઉપરાંત શ્રમણસમુદાયે ઉપદેશની ધારા સતત વહેતી રાખી છે અને કલામય ભવ્ય તીર્થોનું સર્જન કરી તથા સંઘયાત્રાની પ્રવૃત્તિને વેગ આપી સામુદાયિક ધર્મ-શિક્ષણ આપવાનો પ્રયાસ કર્યો છે. હું સમજું છું ત્યાં સુધી અનુષ્ઠાનો અને ઉત્સવોની પાછળ પણ આજ ભાવના રહેલી છે. એટલે એ વાત સ્પષ્ટ છે કે, લોકોની ધર્મભાવનાને જાગૃત રાખવાનું કાર્ય મુખ્યત્વે શ્રમણ સમુદાયનું છે અને અનેક પ્રકારના કપરા સંયોગો વચ્ચે પણ તેણે એ પાર પાડયું છે.



# આબૂ-રાણકપુરનાં જગપ્રસિદ્ધ દેરાં

## ભૂલભરેલી પુસ્તિકાઓનો પ્રચાર

લેખક : શ્રીયુત જયભિખ્ખુ

ઘણાં વર્ષોની આકાંક્ષા પછી, આબૂ-રાણકપુરનાં દેરાં જોવાનો પ્રસંગ આ ગ્રીષ્મ ઋતુમાં જ સાંપડ્યો. આબૂનાં દહેરાં જગપ્રસિદ્ધિ મેળવી ગયાં છે, પણ તેનાથી ય વધુ પ્રસિદ્ધિ મેળવવા યોગ્ય શ્રી રાણકપુરનું મંદિર હજી હમણાં જ પ્રસિદ્ધિમાં આવ્યું છે. આ મંદિર શિલ્પ, ઈજનેરી વિદ્યા ને સ્થાપત્યનો બેનમૂન નમૂનો છે. (તાજેતરમાં સાંભળ્યું કે હમીરગઢનું ખંડેર મંદિર તો આ સહુને ટપી જાય તેવો શિલ્પકલાનો નમૂનો છે. હમીરગઢ સિરોહીથી છએક માઈલ દૂર છે. અને એનો જીર્ણોદ્ધાર પણ શેઠ આ. ક. કરાવવા ઈચ્છે છે) શાળા-કોલેજમાં તૈયાર થતા આજના ઈજનેરોને અહીં અભ્યાસ ને અવલોકન માટે મોકલ્યા પછી ઉપાધિઓ એનાયત કરવી જોઈએ, એમ આ મંદિરોનું નિરીક્ષણ કરતાં સહસા લાગી આવે છે.

આ બંને દહેરાંઓ જોતાં હમેશાં એક ઉપમા યાદ આવ્યા કરી છે કોઈ સુંદરી દરેક અંગને યોગ્ય સપ્રમાણ શણગાર સજીને ઊભી હોય એવાં રાણકપુરનાં દહેરાં લાગ્યાં છે: ને આબૂનાં દહેરાં માથેપગે અડવી પણ કંઠે-હાથે ખીચોખીચ ઘરેણાં ખડકીને ઊભેલી સુંદરી જેવાં લાગ્યાં છે. અલંકાર તો બંને ઠેકાણે સભર છે. કલા વિષે પણ કંઈ કહેવા જેવું નથી, પણ રાણકપુરમાં વિશેષ ભવ્યતા છે. પણ આ વિષે તો ભવિષ્યમાં લખવા વિચાર છે. અત્રે લખવા યોગ્ય બાબત જુદી છે.

આબૂ-રાણકપુરનો જીર્ણોદ્ધાર જે યોગ્ય રીતે થતો જોઈએ છીએ ને જેમ શેઠ આ. ક. ની પેઢીને અને એના પ્રમુખ શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈની તીર્થરક્ષાની તમન્નાને અંજલિ આપવાનું દિલ થઈ જાય છે, તેમ આબૂ-દેલવાડાના ઇતિહાસને, કલાને, શિલ્પને ગ્રંથસ્થ કરી સર્વજનસુલભ કરવાનું માન સ્વ. મુનિરાજશ્રી જયંતવિજયજી મ. ને ફાળે જાય છે. એમણે તૈયાર કરેલા ગ્રંથો સાથે રાખીને આ તીર્થનું નિરીક્ષણ કરીએ ત્યારે જ સમજાય છે, કે સ્વર્ગસ્થ વિદ્વાન્ મુનિરાજે લોહીનું કેવું પાણી કરી આ ભગીરથ કાર્ય કર્યું છે. લક્ષ્મી દ્વારા આ તીર્થનો ઉદ્ધાર કરનાર આપણા પ્રતાપી પુરુષો જેટલું જ માન પોતાની સરસ્વતી દ્વારા, પોતાના આરોગ્યની પણ ભેટ કરીને-અતિકૂલ હવાપાણી ને ખાનપાનની પણ પરવા ન કરીને-આ તીર્થોના ઇતિહાસ ને પ્રવાસના અપૂર્વ ગ્રંથો રચનાર સ્વર્ગસ્થ મુનિરાજને ઘટે છે. પણ આ વાતની ચર્ચા અહીં ખાસ કરવી નથી. પણ આ ગ્રંથોના અનુકરણમાં ને કેટલાક સ્વતંત્ર રીતે બહાર પડેલા કે પડતા ગ્રંથો વિષે કંઈક ઉલ્લેખ કરનો અહીં જરૂરી બન્યો છે.

આબૂની બજારોમાં અને બીજે આબૂની માહિતી પૂરી પાડતી નાની-મોટી પુસ્તિકાઓ વેચાતી મળે છે. ચાર આનાથી લઈ ને ચાર રૂપિયા સુધીની એ પુસ્તિકાઓ છે. પણ તે બધીને સમગ્ર રીતે જોતાં આબૂ-દેલવાડાને પૂરતી રીતે ન્યાય આપનાર પુસ્તક તો મુનિરાજ જયન્તવિજયજીનું જ છે. પણ સ્વર્ગસ્થ મુનિરાજના આબૂ-ગ્રંથોની કિંમત મોટી હોવાથી ને આ પુસ્તકોની કિંમત અલ્પ હોવાથી તેનો ઉપાડ ઘણો રહે છે.

આ ગાઈડોમાં જેને જેમ ઠીક લાગ્યુ તેમ લખ્યું છે, ઇતિહાસની સાથે સત્ય, અર્ધસત્ય ને ગપાષ્ટકોને પણ વણી લેવામા આવ્યા છે એક મિત્રે આ અંગે લક્ષ દોરતા મે એક ગાઈડ ખરીદી એ ગાઈડનું નામ છે '**માઉન્ટ આબૂ**' એના લેખક છે **શ્રી ઓમપ્રકાશ ગુપ્તા.** તેઓ માઉન્ટ આબૂના ટૂરિસ્ટ ઓફિસર અને આબૂ મ્યુનિસિપાલિટિના સેક્રેટરી છે. પ્રકાશક ને મુદ્રક સેક્રેટરી શ્રી. શાન્તિલાલ વાડીલાલ શાહ, ગુજરાત પ્રિન્ટીગ પ્રેસ, ઘીકાંટા રોડ, પિત્તળિયા બંબા, અમદાવાદ છે. કિંમત બાર આના છે. પૃષ્ઠ ૭૦ લગભગ છે. મારા હાથમાં આવી તે સુધારા વધારા સાથેની ઈ. સ. ૧૯૫૩–૫૪ની નવી આવૃત્તિ છે પુસ્તક બીજી રીતે આટલી કિંમતમાં સુંદર છે. અન્યાન્ય માહિતીઓ પણ સારી છે, સચિત્ર પણ છે.

અમને લાગે છે કે મૂળ પુસ્તક શ્રી ગુપ્તાજીએ અંગ્રેજી યા હિંદીમાં લખ્યુ હશે. એનો આ પુસ્તક ગુજરાતીમાં અનુવાદ છે. અનુવાદ સામાન્ય કોટિનો ને ઘણે ઠેકાણે ભૂલ ભરેલો છે. જેમ કે ભગવાનની મૂતિઓને પૂતળા લખ્યા છે! વાચકને આછો ખ્યાલ આવે તે માટે નીચેનો ફકરો રજૂ કરું છુ તેઓ પુસ્તકમા લખે છે

"આ મંદિરની દીવાલની ચારે બાજુ બાવન દેરીઓ છે, જેમાં જૈનોના ભિન્ન ભિન્ન તીર્થંકરોની મૂર્તિઓ છે. બહારના દેખાવે તે સરખાવી શકાય તેવાં નથી, પરંતુ **પૂતળાં** ઉપરની નિશાનીઓથી તે જુદા પડે છે. આ **નિશાનીઓ** પલાઠીઓ વાળીને બેઠેલાની નીચે અને કોકવાર ઊભેલી મૂર્તિઓના પગ હેઠળ તરત જ મળી આવે છે."

અહીં લેખકનો કહેવાનો એ આશય છે કે મૂર્તિઓ બાહ્ય દેખાવે સમાન છે, પણ પલાઠી નીચેનાં લાંછનથી જુદી જુદી રીતે ઓળખી શકાય છે.

આવી તો અનેક ભૂલો પુસ્તકમાં છે. એક ઠેકાણે જણાવે છે કે–

"પટ્ટવાલી વિમળશાહ અને તેના સૂરિ વર્ધમાન પર વધારે પ્રકાશ પાડે છે

અહીં કહેવાનો અર્થ એ છે, કે પટ્ટાવલિ વિમળશાહ ને શ્રી વર્ધમાનસૂરિ પર વધારે પ્રકાશ પાડે છે. આગળ વધતા લખે છે, કેઃ

"માઉન્ટ અર્બુદા પર આવેલુ રિષભદેવનુ મંદિર પોરવાલ જાતિના પ્રધાન શ્રી વિમલે બંધાવ્યું હતું. આ માણસ કે જેનું છત્તર બીજાઓથી ઊંચુ રહ્યું હતું તે **ચંદ્રાવતીના મુખ્ય શહેરનો** સ્થાપનાર હતો, અને ૧૩ **ધાર્મિક સૂરિઓનો રક્ષણહાર** હતો. હજુ સુધી ત્યાં વિમળશાહનુ નામ ભુલાયું નથી. વર્ધમાનસૂરિ નામના ગુરુએ **સમગ્ર સમર્પણને** લગતી વિધિ સં. ૧૦૮૮ (ઈ. સ. ૧૦૩૧) માં કરી અને પછી મંદિર પાસે ખોરાક વગર રહીને સ્વર્ગગમન કર્યું"

'૧૩ ધાર્મિક સૂરિઓનો રક્ષણહાર' આનો અર્થ કંઈ સમજાતો નથી પણ **સમગ્ર સમર્પણનો અર્થ** પ્રતિષ્ઠાવિધિ ને '**ખોરાક વગર રહીને**' નો અર્થ અનશન થાય છે

અલબત્ત, આનું કારણુ લેખક યા અનુવાદકનું જૈન પારિભાષિક શબ્દોનું અજ્ઞાન માત્ર જ સૂચવે છે; પણ આવાં માહિતીદર્શક પુસ્તકોમાં એવી ભૂલો ખરેખર અક્ષમ્ય છે. નહિ તો લિંગનો સાદો અર્થ કરનાર પરદેશીઓને આપણે ઠપકો ન આપી શકીએ.

આ સિવાય એવી ઘણી ભૂલો છે. તદુપરાંત વસ્તુપાળ–તેજપાળની જે વંશાવલી આપી છે, તેમાં પણ નામો ખોટી રીતે મૂક્યાં છે.

| પુસ્તકમાં આપેલી વંશાવલી | શુદ્ધ વંશાવલિ |
|---|---|
| ચાંદપા | ચંડપ |
| ચંદ્રપ્રસાદ | ચંડપ્રસાદ |
| સોમાજી | શૂરસિંહ, સોમસિંહ |
| આસ્ના–રાજા (અનેક) | આસરાજ (અશ્વરાજ) |
| લુનીગા, માલાદેવ, વસ્તુપાળ, તેજપાળ | લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાળ, તેજપાળ |

ઉપરની ક્ષતિઓ એક યા બીજી રીતે આપણે ચલાવી લઈએ. પણ હવે પછી રજૂ થતી પાઠાફેર વાતો ખરેખર આપણા હૃદયને આઘાત પહોંચાડે તેવી છે, ને ગમે તેવો ઇતિહાસજ્ઞ એને પડકારી શકે તેમ છે.

આ પુસ્તકમાં પહેલી નજરે જે બેએક ફકરા નજર સામે તરી આવ્યા તે નમૂના ખાતર સંક્ષેપમાં નીચે આપુ છું. લેખક મહાશય લખે છે કે—

"તે મંદિર બાંધનારાઓ માટે આમાંના સૌથી પહેલા માટે (વિમળશાહ) આપણે થોડુંક જ જાણીએ છીએ. બીજા બે માટે (વસ્તુપાલ-તેજપાલ) આપણે થોડુંક વધારે જાણીએ છીએ. પરંતુ સંતોષપૂર્વક જાણવા મળે છે કે **તેઓ ઐતિહાસિક પુરુષો ન હતા, પરંતુ સામાન્ય માનવી હતા."** (પૃષ્ઠ ૪૩)

આમાં ઐતિહાસિક પુરુષો ન હતા, પરંતુ સામાન્ય માનવી જ હતા, એ વિધાન સમજાતું નથી. ઇતિહાસમાં તો એ પ્રસિદ્ધ પુરુષો છે ને એકી અવાજે ઓઝા સાહેબ જેવા પુરાતત્ત્વવિદોએ પણ સ્વીકારેલા છે, વળી 'એ સામાન્ય માનવી હતા, એ જાણીને લેખકને સંતોષ થાય છે.' એનો અર્થ કંઈ સમજાતો નથી.

હવે આગળ ચાલતાં પૃ. ૪૪માં તેઓશ્રી લખે છે:

"અહીંના સ્થાનિક માણસોમાં એક વાત પ્રચલિત છે, કે જ્યારે વિમળશાહ અહીં પ્રાંત-સૂબા તરીકે હતા ત્યારે તે લૂટારુઓની ટોળીઓને અહીં રક્ષણ આપતાં: અને લૂંટારુઓની ટોળીઓ તેને આ માટે સારા પૈસા આપતી. આ રીતે તેણે સારો એવો પૈસો પ્રાપ્ત કર્યો હતો, અને તે પૈસાથી તેણે મંદિર બનાવ્યું છે. આ વાત સાચી માની શકાય તેવી નથી. છતાં પણ વીતી ગયેલા સમયની વચ્ચે આપણે તેના **પાપને ભૂલી જઈએ,** કારણ કે તેણે આવું અદ્‌ભુત સ્મારક રચ્યું છે."

અહીં ગમે તેવો ઇતિહાસનો અભ્યાસી એ વાત સંક્ષેપમાં કહી શકે તેમ છે, કે વિમલમંત્રીના ઇતિહાસને અહીં વિકૃત રીતે જોવામાં આવ્યો છે. સત્ય ઇતિહાસ એ છે, કે એ વખતે આ બે ભાઈઓ નેઢ મંત્રી ને વિમલશાહ અણહિલવાડના રાજાઓના સેવકો હતા. આપબળથી વિમળશાહ સેનાપતિ બન્યા. આ વખતે આબુ પહાડ ને તેનો પ્રદેશ ગુજરાતના તાબામાં હતો. (અત્યારની દુઃખદ ચળવળ સાથે આને સંબંધ નથી). અહીં ચંદ્રાવતીમાં પરમાર 'ધંધુકરાજ રાજ્ય કરતો હતો. એ વારંવાર ભીમદેવની સત્તા સામે માથું

ઊંચકતો. આથી ભીમદેવે વિમળશાહને સૈન્ય લઈને તેને જીતવા મોકલ્યા. વિમળશાહની રણશૂરતાથી ડરીને ચંદ્રાવતીનો ધંધૂકરાજ નાસી ગયો ભીમદેવે વિમળશાહને દંડનાયક બનાવી ચંદ્રાવતીમાં રાખ્યા. પાછળથી વિમળશાહે ધંધૂકરાજને બોલાવ્યો ને રાજા ભીમદેવ સાથે સધિ કરાવી દીધી. રાજા ધંધૂકે પછી સદા પાટણની આણ માની. વિમળશાહનું લેખકને મન આ પાપ ગણાતું હોય તો ગણી શકાય. બીજું કોઈ પાપ મળતું નથી વૈરભાવે પરસ્પર યોજી કાઢેલી ગપાષ્ટક જેવી વાતોને આજના વૈજ્ઞાનિક યુગમાં લેખકે સ્વીકારવી ને પુસ્તકમાં દાખલ કરવી એ સંસ્કારી ને સુજન લેખકવર્ગ માટે ઉચિત નથી. ને પોતાની શુદ્ધ બુદ્ધિ પર શંકા આણવા જેવું છે: આ વિષે ઉક્ત ગ્રંથનું એક વધુ લખાણ રજૂ કરીશું.

**કુંભારીઆ કે કુંભાણું—**

"આ જૈનનાં પાંચ દેવાલયોનું જૂથ છે. અહીંથી નીકળતો આરસ જ એ મંદિરો બાંધવામાં વપરાયો લાગે છે. તેનું નકશીકામ ઘણું જ ઉત્તમ પ્રકારનું છે અને કલાના ઉપાસકો તે કૃતિઓ માટે ખૂબ જ માન ધરાવે છે. તેની આસપાસના પથ્થરો યાત્રાળુઓને બતાવવામાં આવે છે, જે નીચેની દંતકથાનાં પૂરક છે:—

"વાત એવી છે કે કુંભાણું નામના અંબાજીના મંદિર નજીક આવેલા ગામમાં વિમળશાહ રહેતો હતો. તેણે ત્યાં તો વીસમા તિર્થંકર 'પાર્શ્વનાથ'નાં ૩૬૦ મંદિરો બંધાવ્યાં હતાં, 'માતાજી' જેઓ વિમળનાં રક્ષક અને માર્ગદર્શક તરીકે કામ કરતાં હતાં તેઓને આ બાંધકામ જોઈ ઈર્ષા થઈ અને તેને દર્શન દઈ સીધો પ્રશ્ન કર્યો: "આ મંદિરો તેં કોની મદદથી બંધાવ્યાં છે?"

'મારા ગુરુની મદદથી," વિમળશાહે જવાબ આપ્યો.

"દેવીએ તેને ત્રણ વાર આ સવાલ પૂછ્યો અને ત્રણે વખત વિમળશાહે એ જ જવાબ આપ્યો. પોતાની અવગણનાથી ગુસ્સે થઈને તથા ઈર્ષાને લઈ માતા બૂમ પાડી ઊઠ્યાં: "દોડ વિમળશાહ, દોડ, હજી વખત છે."

"વિમળે જોયુ કે માતાજી જે કહી રહ્યાં છે તે જ કરવા ચાહે છે: એટલે તે નાઠો અને અંબાજીના મંદિરના ભોંયરામાં થઈ આબૂ પર્વત પર સલામત રીતે પહોંચ્યો. ત્યાં સુધી તેણે દોડ્યા જ કર્યું. કોપેલાં માતાજીએ પછી પોતાનું સંહારનું કાર્ય આરંભ્યું સાંજ પડનાં પહેલાં તો ૩૬૦ પૈકીનાં પાંચ સિવાય બધાં મંદિરો જમીનદોસ્ત થઈ ગયાં. પાંચ મંદિરો તેમણે એટલા માટે રાખ્યાં કે જેથી લોકો જોઈ શકે કે પહેલાં શું હતુ અને તેમના કોપનું પરિણામ કેવુ ભયંકર આવે છે. આ વાર્તાની સત્યતાની સાબિતી તરીકે આ ચુનાળા પથ્થરો હજી બતાવવામાં આવે છે જ્યારે શ્રદ્ધાળુઓ તેને ધરતીકંપનું પરિણામ જણાવે છે"

અહીં લેખકે હંમેશાં પરસ્પરના વેરભાવ વધારવામાં માનતા પેટભરા લોકોએ ઘડી કાઢેલી–અંધશ્રદ્ધાળુ લોકોને ભરમાવનારી વાતને વજન આપ્યું છે: પણ એ સામે તેઓએ એવી જ દંતકથાઓ પર લક્ષ આપ્યુ હોત તો આવી વાતોથી પુસ્તકનાં પૃષ્ઠનાં પૃષ્ઠ ભરવાં ન પડત.

આની સામે રજૂ કરી શકાય તેવી વિમલ પ્રબંધમાં એક વાર્તા આવે છે· સેનાપતિ વિમલશાહ મંદિર બંધાવતા હતા, ત્યારે વાલિનાહ નામનો એક વ્યંતરદેવ એને તોડી પાડતો હતો. વિમલશાહે અંબિકાદેવીનું આરાધન કર્યું. દેવી હાજર થયાં ને કહ્યું કે તને ક્ષેત્રપાલ હેરાન કરે છે. તેને નૈવેદ્યથી સંતુષ્ટ કરજે. વિમલશાહે મીઠાઈ કરી તેને મધ્યરાત્રિએ આમંત્ર્યો,

પણ ક્ષેત્રપાલે કહ્યું હું પશુબલિ ચાહું છું. વિમલશાહે કહ્યું. હું જૈન છું. મદ્ય-માંસ આપી ન શકું. મીઠાઈ લઈ રાજી થા. છતાં ક્ષેત્રપાલ દેવ ન માન્યો. એટલે વિમલશાહ તલવાર ખેંચીને યુદ્ધ કરવા ધાયા. ક્ષેત્રપાલ આવું અપૂર્વ પરાક્રમ જોઈ પ્રસન્ન થયો ને ચાલ્યો ગયો.

મારા આ તીર્થોના પ્રવાસમાં મેં તો જોયું છે કે જૈનો ને હિન્દુ અહીં એટલા ઓતપ્રોત બની ગયેલા છે, કે જે જોઈને ખુશી થાય. આ તીર્થોના મૂળમાં ઉદારતાનો ને ધર્મબંધુત્વનો જ ખ્યાલ છે. આ જમીન બ્રાહ્મણોએ જ આપી. બદલામાં વિમળશાહે જમીનને રૂપાથી આવરી દીધી. શૈવોપાસક રાજા ભીમદેવ ને રાજા ધંધૂકે એને પોતાની મંજૂરી આપી. માતા અંબિકાની વિમલમંત્રીએ આરાધના કરી, એ હાજરાહજૂર થયાં. ને વિમળશાહના પત્નીએ પુત્રને બદલે અંબિકાદેવી પાસે પવિત્ર દહેરાંની માગણી કરી ને આ જગપ્રસિદ્ધ દેવાલયો સર્જાયાં. કેટલો સુંદર ભવ્ય ને ઉદાત્ત ઈતિહાસ !

એને આપણે આપણા મનના મેલથી કેવો કલંકિત કરવા બેઠા છીએ ? રે ! આંખ ઉઘાડીને કોઈ પણ જુએ તો જૈન દહેરાંમાં હિંદુઓના માનનીય દેવ દેવીઓની પૂજા ચાલે છે ને બ્રાહ્મણ પૂજારીઓ એ જૈનોના માનનીય દેવોની પૂજા-સેવા કરે છે.

આ ઉપરથી એ વાત આપોઆપ ઊગી આવે છે, કે મુનિરાજશ્રી જયંતવિજયજીનાં પ્રમાણભૂત, તટસ્થવૃત્તિથી લખાયેલાં પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ સમાજે કાઢવી જોઈએ. અને એ કંઈ મોટું કાર્ય નથી જ.

---

"ધાર્મિક શ્રદ્ધાથી વિશેષ રુચિ એ વખતે લલિત કલા તરફ હતી, જે મોટાં મોટાં મંદિરો બનાવવાની પ્રેરણા આપતી. પાછળના કેટલાય જમાનાથી દેશમાં પૂંજી એકત્ર થઈ રહી હતી. આ ફાલતું પૂંજી મંદિરો બનાવવામાં ને કારીગરીના કામમાં ખર્ચ થવા લાગી. એનું જ કારણ છે કે મહમદ ગજનવીએ અનેક મંદિરો તોડયાં, તોય હિંદુઓની આ પ્રવૃત્તિ ન દબાણી. ગુજરાતના ચાલુક્ય રાજ્યના દક્ષિણ છેડા પર જ્યારે મહમ્મદ સોમનાથને તોડી રહ્યો હતો, ત્યારે તે જ સમયે, તે જ રાજ્યના ઉત્તર છેડા પર આબુની પાસે દેલવાડા ગામમાં આદિનાથનું વિશાલ મંદિર તૈયાર થઈ રહ્યું હતું, જે સંગેમરમર પરની બારીક નકશી માટે ભારતભરમાં અનુપમ રચના છે."

भारतीय इतिहासका दिग्दर्शन — श्री जयचंद्र विद्यालंकार
स. श्री. जायसवाल

# પુરાતન વૈશાલી અને તેનાં અવશેષો

લેખક :—શ્રીયુત પં. ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી, વૈદ્ય

**જગતમાં** જેણે મહાસતીની ખ્યાતિ મેળવી છે એ સીતા દેવીની જન્મભૂમિ વિદેહદેશ અને મિથિલા નગર 'રામાયણ'ના વાંચનારને અજાણ્યાં નથી. એક સમયે વિદેહદેશની રાજધાની રૂપે એ નગરી વિશાળ હતી. ભગવાન્ મહાવીર પણ મિથિલામા વિચર્યા હતા અને ચતુર્માસ કરી તેમણે પોતાના ગણધર શિષ્યોને આગમશાસ્ત્રનો ઉપદેશ પણ આપ્યો હતો. એ સમયે જ આ નગરી ક્ષીણ થતી હતી. રાજન્યકુલીનોએ ગણરાજ્યની સ્થાપના કરી પોતાના યૂથનું પાટનગર ગંડકી કિનારે સ્થાપ્યું હતુ અને ધીમે ધીમે તેનો ગઢ મોટો કરવાની ફરજ પડવાથી તેનું નામ વિશાલા પડ્યું હતુ. જે ગઢની ઉત્તર દીવાલ ૩૭૮ાા ગજ, દક્ષિણ દીવાલ ૩૯૦ ગજ, પૂર્વ દીવાલ ૮૨૭ાા ગજ અને પશ્ચિમ દીવાલ ૮૨૫ ગજ [1] હતી. વૈશાલીનો આ રાજગઢ વિશાળ બની ચૂક્યો હતો.

ઉપરોક્ત વૈશાલીનો ગઢ પૂર્વ ઉત્તર અને પશ્ચિમ બાજુએ જળાશયોથી વીંટાયેલો છે. શિયાળામાં અને ચોમાસામાં દક્ષિણ બાજુએથી ગઢ ઉપર જઈ શકાય છે.

શ્રમણ નિર્ગ્રંથ ભગવાન્ મહાવીરની માતા ત્રિશલાનું નામ વિદેહદિન્ના હતું. એટલે વૈશાલી ભગવાન્ મહાવીરનું મોસાળ હતું. ગણરાજ્યના ઉપરી રાજા ચેત્તદેવ વર્ધમાનકુમારના મામા થતા હતા. રાજવંશમાં સ્ત્રીઓ પ્રસવ સમયે પિતૃગૃહે જતી નથી, આથી વૈશાલી કુમાર વર્ધમાન-મહાવીરનું જન્મસ્થાન નથી.

શ્રમણ નિગ્રંથ મહાવીરની આસરે છપ્પન વર્ષની ઉંમરે કુટુંબ કલહમાંથી મગધ અને વિદેહનું (ભગવતી સૂત્ર તથા નિર્યાવલિકાસૂત્ર નિર્દિષ્ટ) કંટકશિલા યુદ્ધ થતા એ દિવસમાં કોટયવધિ મનુષ્યો મરણશરણ થતાં બાર વર્ષે વૈશાલી ભાગ્યું હતું. આથી ત્યાંના રહેવાસીઓ એ નગર તજીને વિદેશ ચાલ્યા ગયા. તેઓ શ્રાવક હોવાથી શ્રાક અને **साक-सक**[2] કહેવાતા હતા.

ઉપર જણાવેલા કિલ્લામાં બાર ફુટ ઊંડું ખોદતા એક ગણેશ મૂર્તિ મળી હતી. સૂંઢાકૃતિવાળી મળતી મૂર્તિઓને ગણપતિ કહેવાની પ્રથા છે. પણ કેટલીક વખત તે બીજાની જ મૂર્તિ હોય છે. એ વિશે મે 'ઈડરના ઈતિહાસમા'મા ફોટો-પ્લેટો સાથે એવી મૂર્તિઓ કોની હોય છે તે જણાવ્યું છે. વસ્તુતઃ એ ગણપતિની મૂર્તિઓ હોતી નથી.

આ પ્રદેશનું મૂળ પ્રાચીન નામ વિદેહ છે. પાછળથી રાજવહિવટી વિભાગના વ્યવહારના સબબે [3] **तिरभुक्ति** શબ્દ ઉપરથી લોકો તેને **तिरहुत्त** નામે ઓળખતા વિક્રમની ચૌદમી

---

(૧) ડૉકટર બ્લાશના માપ મુજબ સ. ૧૯૫૯માં. (૨) દેશાશ્રયી શકો તેમનાથી અલગ હતા.

(૩) તિરભુક્તિમાં ગંડકી, ગંગા. કોસી અને હિમાલયાવૃત પ્રદેશ સામેલ હોવાનો સંભવ છે. આ વ્યવસ્થા સૂચક જે મહોરો મળી છે તેના ઉપર નીચે પ્રમાણે લખેલુ છે. આ વહિવટી ગોઠવણ મૌર્ય કે શકકાળ સમયની હોવાનો સંભવ છે. ઉપરિનિર્દિષ્ટ નદીઓ પૈકી કયો નદીપ્રદેશ તિરભુક્તિ

સદીમાં ખરતરગચ્છાચાર્ય જિનપ્રભસૂરિએ 'વિવિધતીર્થકલ્પ'માં એ પ્રદેશને 'તિરહુત' નામે ઓળખાવ્યો છે

સરકાર તરફથી વૈશાલી ગઢના થયેલા ખોદકામમાંથી મળેલા સિક્કાઓ ઉપરના લેખોમાં મળતા કેટલાક અધિકારીસૂચક શબ્દો હોવાથી આપણને તે વિશેષ જ્ઞાન આપે તેવા છે; તેથી તેનું વિવેચન કરવું યોગ્ય છે.

ટીપ્પણ નં. ૩ માં નોંધેલા સિક્કા ઉપરના લેખોમાં **उपरिकरण**[૧], **विनय-स्थितिस्थापना**[૨], **कुमारामात्य**[૩][૪], **तीरकुमारामात्य**[૫]—આ પાંચ શબ્દો છે.

ઉપરની પાંચ મહોરો પૈકી ઉપરિકની મહોરમાં ડાબા હાથમાં આઠ પાંખડીના કમળ-યુક્ત લક્ષ્મીદેવી છે, જેમની બે બાજુએ હાથીઓ તેના ઉપર અભિષેક કરી રહ્યા છે.

સમ્રાટ પ્રિયદર્શીના શાસનવ્યવસ્થા અને મુદ્રા ઉપરના **विनयस्थितिस्थापना** શબ્દોનો વિચાર કરતાં જણાય છે કે આ મહોરો મૌર્ય કાળની હોવી જોઈએ અને તેના રાજ્યકર્તા લિચ્છવીવંશના હોવા જોઈએ; જે પરંપરાગત હશે એમાં શક નથી.

**भुक्तिः**—એ હાલના જિલ્લા કે ઈલાકાસૂચક શબ્દ હોવો જોઈએ તેના ઉપરીને **भुक्त्युपरिकर** કહેતા. ઘણુંખરુ તેઓ રાજવંશીઓ હતા આ અધિકાર હાલના ગવર્નર કે કલેકટરની બરોબર હશે.

**विनयस्थितिस्थापना :**—મૌર્યકાળ વ્યવસ્થા મુજબ સમ્રાટ પ્રિયદર્શીના શાસનમાં જણાવેલી **संतपरिषद्**નો મુખ્ય અધિકારી હોવાનો સંભવ છે.

[૧] **तीरकुमारामात्य :**—એ જિલ્લાનો ઉપરી અને જાતે મૌર્યવંશી હોવો જોઈએ.

[૨] **कुमारामात्य** —એ મૌર્યવંશી રાજકુમારનો ખાનગી કારભારી છે પરન્તુ આ જાતના સિક્કા ઉપર સાત પાંખડીના કમળ સાથે લક્ષ્મી અને અભિષેક કરતા હાથીઓ છે. એટલે પ્રિયદર્શીના શાસનમાં વાપરેલો કુમાર શબ્દ કેવળ મૌર્યવંશી રાજકુમાર સૂચક નહીં પણ સામાન્ય રીતે રાજવંશીઓ માટે વપરાતો શબ્દ હતો, જે તીરભુક્તિના લિચ્છવી કુમારો માટે પણ વપરાય છે.

બીજી જાતના સિક્કાઓ ઉપર આ પ્રમાણે લેખ છે:—

(१) (वै)शाल्याधिष्ठानाधिकरणस्य (२) (वै)शालविषय( याधिपत्यधिकरणस्य )

**विषयः**—ઉપરના સિક્કાઓમાં ખાસ જાણવા જેવા બે શબ્દો છે. એક વૈશાલવિષયાધિપતિ અને બીજો વૈશાલીઅધિષ્ઠાન.

**१ विषयाधिपति** :—એ હાલના તાલુકાના ઉપરી મામલતદારસૂચક છે.

**२ वैशाली अधिष्ठानाधिपतिः**—એ મુખી કે કોટવાલસૂચક છે. ઘણું કરીને તે મુખીસૂચક હોવો સંભવે; કારણ કે કેટલીક પાછલા કાળની મહોરમાં **दण्डनायक** શબ્દ કોટવાલ માટે વાપરેલો મળે છે.

---

કહેવાતો તે નિશ્ચયપૂર્વક કહેલુ અઘરું છે:—

(१) तीरभुक्त्युपरिकरणाधिकरणस्य (२) तीरभुक्तौ विनयस्थितिस्थापनाधिकरणस्य (३) तीरकुमारामात्याधिकरणस्य (४) कुमारामात्याधिकरणस्य. ।

ત્રીજી જાતના સિક્કાઓ આ પ્રમાણે છે:—

(१) श्रेष्ठि सार्थवाह–कुलिक निगम (२) श्रेष्ठि कुलिक निगम (३) श्रेष्ठि निगम.

**श्रेष्ठी**–એ સમગ્ર પ્રજાનો અગ્રગણ્ય રાજવંશી ઉચ્ચકુલીન નગરશેઠ છે; જેનો રાજ-સભામાં ત્રીજે નંબરે બેસવાનો અધિકાર હોય છે. જેમકે **गोमिपुत्रस्य श्रेष्ठिकुल्लोटस्य (२) श्रेष्ठि श्रीदासस्य.**

**सार्थवाहः**—એ જુદા જુદા કુળોનો એક યૂથાધિપતિ, જે મોટી વણઝારો લઈ વિદેશ જતો અને સૈનિકો રાખવાનો તેને અધિકાર હતો (જુઓ–જૈનસાહિત્યની અનેક પુરાણકથાઓ) એની મુદ્રાઓ આવી છે—(१) **सार्थवाह दीडु** ·····॥

**कुलिकः**—એ જુદા જુદા કુલના નિયુક્ત આગેવાનો હતા, જેનું પંચ ગણાતું અને તેને મતદાનનો અધિકાર હોવાથી હાલના **मतादारो** ના જેવા હતા. પાછલા કાળમાં આ વ્યવસ્થા તૂટેલી દેખાય છે. ઘણી જગ્યાએ ગુજરાતમાં પાટિદારો જ મતાદાર છે, આવા–મતદારોના નામથી પણ મહોરો મળી છે; જે તેમનાં નામ સાથે છેઃ—

(१) कुलिक भगदत्तस्य (२) कुलिक गोरिदासस्य (३) कुलिक गोंडस्य (४) कुलिक हरिः (५) कुलिक ओमभट्ट।

આવા કુલિકો પાછલા કાળના દસ્તાવેજોમાં થયેલી સહીઓને આધારે પ્રજાની જુદી જુદી જાતોના અગ્રગણ્યો હતા, જેનું પંચ બનતું એમ જણાય છે. કુલિકોમાં પ્રથમ, દ્વિતીય એવો પણ વ્યવહાર હતો, જેમકે (૧) **प्रथम कुलिक हरिः (२) प्रथम कुलिकोग्रसिंहस्य।**

**नेगम या नैगम**—એ વ્યાપારી મહાજન વર્ગ હતો, જેનો નિયુક્ત અગ્રેસર નૈગમ કહેવાતો.

ડૉ. સ્પૂનરને બાર ફુટથી નીચેના ખોદકામમાંથી જે મહોરો મળી તેમાં લખ્યું છે કે–**वेसाली अनु········ट······करि सयानक.** આ અપૂર્ણ અક્ષરોવાળી હોવાથી તેનો સાચો અર્થ કરવો કઠણ છે. આ સિક્કો પુરાણો હોવાનો પૂરો સંભવ છે. કારણ કે એનો છેલ્લો **सयानक** એ કૌશાંબિપતિ શતાનિકના નામનો સૂચક છે. આ ઉપરથી એવો પણ અર્થ થાય કે કૌશાંબીનું રાજ્ય ગણુતન્ત્રમાં ગણાતું હતું અને સગાઈ સંબંધ તો હતો જ. શતાનિકની રાણી–મૃગાવતી વૈશાલીના રાજા ચેત્તદેવની પટરાણીની સાત દીકરીઓ પૈકીની એક હતી. ડૉ. ફ્લિટ્ટ છૂટા પડેલા શબ્દોને જોડીને **अनुसयानक** નો વહીવટકર્તા અર્થ કરે છે પણ તે વ્યાજબી નથી. આ મહોરનો સમય વિક્રમ પૂર્વે પાંચમી સદીનો છે.*

ક્ષત્રપોના રાજ્યકાળનાં જે વર્ષો ગણાય છે તે જૈન કાળગણના સાથે મળતા થતા નથી; એ સંબંધી વિચાર હાલ બાજુ ઉપર રાખી વિદ્વાનોએ ધારેલા સમય મુજબ ઈ. સ. ની ત્રીજી શતાબ્દીની ક્ષત્રપમુદ્રાઓ પણ અહીંથી મળી છે તેના ઉપર આ પ્રમાણે લેખ છેઃ—

"राज्ञो महाक्षत्रपस्य स्वामीरुद्रसिहस्य दुहितु राज्ञो महाक्षत्रपस्य स्वामी रुद्रसेनस्य भगिन्या महादेव्या प्रभुदमाया।"

* શ્રીયુત રાખાલદાસ બેનર્જીએ લખેલા 'પ્રાચીનમુદ્રા' નામે પુસ્તકના કેટલોક ન. ૧૧માં જોતાં વૈશાલીના સિક્કા ઉપર બે પરિચારક સાથે ભગવાન્ પાર્શ્વનાથ અંકિત જણાય છે. ઉપર જે સિક્કાઓની વ્યાખ્યા કરવામાં આવી છે તે આ પુસ્તકમાં સમાવેશિત નથી.

મહાક્ષત્રપ રાજા રુદ્રસિંહસ્વામીની દીકરીનો દીકરો મહાક્ષત્રપ રાજા રુદ્રસેનસ્વામીની બેન મહાદેવી પ્રભુદમાની આ મુદ્રા.

ગુપ્ત સમયની મુદ્રાઓ, પણ અહીંથી મળી છે. તે આ પ્રમાણેઃ—

(१) भगवत आदित्यस्य (२) जयत्यनंतो भगवान् साम्बः (३) नमः पशुपतेः (४) नागशर्मणः (५) बुद्धिमित्रस्य (६) त्रिपुररक्ष षष्ठीदत्तः (७) ब्रह्मरक्षितस्य

ઉપર જણાવેલા સિક્કાઓ વિશે ચોક્કસ રીતે કહેવું મુશીબતભર્યું છે. આવા સિક્કાઓ કોણ પડાવતું હશે અને તેનો શો ઉપયોગ હશે એ પણ કહી શકતું નથી પરંતુ સિક્કા ગુપ્તકાળના હોવાથી એક અનુમાન કરવાને કારણ મળે છે કે મૌર્યકાળમાં યોજાયેલી સંતપરિષદ્‌ના સભ્યોના નામના આ સિક્કા કેમ ન હોય, જો થોડા રૂપાન્તરે મૌર્યવ્યવસ્થાનું જ અનુકરણ હોય. એની એક મહોર **शर्मणः** શબ્દવાળી છે. આ શબ્દ શ્રમણ શબ્દ ઉપરથી થયેલો છે. અને **मित्र, दत्त** અને **रक्षित** સંજ્ઞાઓ પુરાતન જૈન આગમોમાં શ્રમણોની જોવામા આવે છે. જેમકે **आर्यदत्त, अश्वमित्र, आर्यरक्षित** યા **जिनरक्षित** અને **जिनपालित** તેમજ **भगवान् पूज्य** અર્થમાં છે. **पूज्य शाम्ब** આ સઘળા **संतपरिषद्**ના **चैत्यवासी श्रमणयतिओ** લાગે છે. પરન્તુ આ મુદ્રાઓનો ઉપયોગ કેવી રીતે થતો તે કહી શકાતું નથી.

ગુપ્તકાલીન મુદ્રાઓ જે રાજવંશ સાથે સંબંધ ધરાવનાર છે તે આ પ્રમાણેઃ—

(१) महाराजाधिराज श्रीचन्द्रगुप्त पत्नी महाराजा श्रीगोविंदगुप्त माता महादेवी श्रीध्रुवस्वामिनी (२) श्रीपर[मभट्टारक]पादीय कुमारामात्याधिकरण (३) श्रीयुवराजभट्टारकपादीय कुमारामात्याधिकरण (४) युवराजभट्टारकपादीय बलाधिकरणस्य ॥ (५) रणभाण्डागाराधिकरण (६) दंडपाशाधिकरण (७) दण्डनायक भट्टाश्वपति ॥

તેમજ નામ સાથેની પણ મુદ્રાઓ મળી છે. જેવી કે—

(१) महादंडनायकाग्निगुप्तस्य (२) भटाश्वपति यक्षवत्सस्य

ઉપરોક્ત સિક્કામાંના કેટલાકના શબ્દો સમજવા જેવા છે તે આ પ્રમાણેઃ।

**युवराजकुमारामात्यः** એટલે યુવરાજનો મુખ્ય કારભારી **युवराजबलाधिकरणः**— એ યુવરાજના હાથ નીચેના સૈન્યનો સેનાપતિ **रणभाण्डागारीयः**—એ રાણીવાસનો કોઠારી વહીવટકર્તા. **दंडपाशाधिकरणः**—ફોજદાર યાને કોટવાળ. **दण्डनायकः**—ફોજદારી અદાલતનો ઉપરી અવલકારકુન–મામલતદાર **महादंडनायकः**—અનેક ફોજદારોનો ઉપરી **भटाश्वपतिः**—ઘોડેસ્વાર સૈન્યનો ઉપરી

**કુશાન લિપિની મહોર**

અહીં એક મહોર કુશાન કાળની પણ મળી છે જેમાં કુશાનલિપિમાં **हस्तदेवस्य** એ શબ્દો છે. પણ તેના વિશે કશું વિવેચન કરી શકાય તેવું નથી.

વૈશાલીનગરને બૌદ્ધગ્રંથોમાં વજ્જીગણતંત્રની રાજધાની તરીકે અને આજુબાજુના દેશને

(૧) ત્રિપુર એક બળવાન્ રાજ્ય હતું તે વિશે જુઓ–મધ્યભારતકા ઇતિહાસ.

વજ્જદેશ કહ્યો છે, જેમા ફલ્ગુમુદ્દા નદી આવેલી છે. વજ્જ શબ્દ પાછળ અમુક ઐતિહાસિક વિષયને સંબંધ છે પણ અહીં વિસ્તાર કરવો ઉચિત નથી. જૈનાગમોમાં તો વિદેહ, લિચ્છવી અને મલ્લકીનાં નામો જ સ્પષ્ટ આપેલાં છે. કોઈ સ્થાન ઉપર વજ્જ શબ્દનો પ્રયોગ કર્યો નથી. ભારતમાં જેટલા જૈનો વસે છે અને જેટલા વણિકોએ વૈષ્ણવ કે શૈવધર્મ અપનાવ્યો છે તે સઘળાના પૂર્વપુરુષોની વાસભૂમિ વિદેહ અને વિશાલા છે અહીં જ મગધરાજ્ય સાથે ગણતંત્રાધિપતિઓને ખુનખાર જંગ થયો હતો. અહીં જ ભગવાન મહાવીરે ચૌદ ચોમાસામાં નિવાસ કર્યો હતો. અહીં જ તથાગત શ્રમણોની એક પરિષદ્ ભેગી થઈ હતી. આની પાસેના જ વાણિયગામમાં મહાધનિક મહાવીર ભક્ત આનંદ શ્રાવક નિવાસ કરતો હતો. આમ ચિરસ્મરણીય અનેક બનાવોની પુણ્ય સ્મૃતિ આપતા વૈશાલીને તજીને ગણતંત્રાધિપતિઓ માલવામાં જઈ વસ્યા હતા. ત્યાં પણ તેઓ **માલવગણ** નામે પોતાને ઓળખાવતા. કેટલાક વિદ્વાનોનું માનવું છે કે વૈશાલી—ભગવાન મહાવીરની જન્મભૂમિ છે પણ એ વાત અયુક્ત ભાસે છે. વૈશાલી તો મહાવીરનું મોસાળ છે. છતાં જૈન ઇતિહાસમાં વૈશાલીનું સર્વશ્રેષ્ઠ ગૌરવ છે, એમાં બે મત છે જ નહીં.

વજ્જદેશમાં પુરાતનકાળે હાલનો મુજફ્ફરપુર જિલ્લો, ચંપારણ્ય, દરભગારાજ્યનો કેટલોક ભાગ, છપરા જિલ્લાના સોનપુર, થાણા સોનપુર, પરસા અને મીરજાપુર ઉપરાત બીજો પણ પ્રદેશ સામેલ હતો.

લિચ્છવી, મલ્લકી, વજ્જી, જાટ—ઉર્ફે જથરિયા વગેરે અનેકનો સમાવેશ ગણતંત્રમાં હતો. ભગવાન્ મહાવીરનો જન્મ જથરિયા જાતિમાં થયો હતો. વૈશાલી હાલ બનિયા-બસાઢને નામે પ્રખ્યાત છે. તેની નજીકમાં બખરાગામમાં સમ્રાટ પ્રિયદર્શીનો સ્તંભ છે. પશ્ચિમ પ્રદેશમાં વસતા જૈનો પોતાની આ પૂર્વવાસ ભૂમિ ભૂલી ગયા હતા, પરન્તુ વિદ્વાનોએ એ વાત જાહેર પત્રો દ્વારા પ્રસિદ્ધ કરવાથી હવે તેઓ તેને થોડે અંશે ઓળખતા થયા છે. જથરિયા જાત આજે પણ એક લડાયક વીર જાતિ છે. લિચ્છવી ગણતંત્રને ભારતમાં એટલુ ગૌરવ પ્રાપ્ત હતું કે ગુપ્તવંશી રાજાઓએ પોતાને લિચ્છવી દૌહિત્ર તરીકે ઓળખવામા ગૌરવ માન્યું છે.

વૈશાલીના ખોદકામમાંથી ૧ હાથીદાંતની દીવી અને બીજી પણ કેટલીક વસ્તુઓ મળી છે. અહીંથી સૌથી મોટામાં મોટી ઇંટ ૧૬½×૧૦×૨ ઇંચ માપની છે. જે કંઈ ખોદકામ થયું છે તે ગઢમાં જ થયું છે અને તે નેવુ ફૂટ ઊંડે સુધી પહોંચી શક્યું છે. તેમાંથી શું શું મળ્યું તે માટે પુરાતત્ત્વના રીપોર્ટો જોવા ભલામણ છે.

બસાઢ ગામ (હાજીપુરથી ૧૮ માઈલ ઉત્તરે મુજફ્ફરપુર જિલ્લામાં રખ પરગણામાં) અને ગઢની પશ્ચિમ બાજુ બાવન પોખરના ઉત્તર ભાગ ઉપર એક નાનું હમણાંનું મંદિર છે. ત્યાં મધ્યકાળની વિષ્ણુ, હર, ગૌરી, ગણેશ, સપ્તમાતૃકા, બુદ્ધ, બોધિસત્ત્વ, અને જૈન-તીર્થંકરોની ખંડિત મૂર્તિઓ પડેલી છે.

છેલ્લામાં છેલ્લું વૈશાલી ક્યા વખતમાં નાશ પામ્યું એ વિદ્વાનોને શોધનો વિષય છે.

વૈશાલી મુજફ્ફરપુર સ્ટેશનથી વીસ માઈલ કાચી સડક પર ગયા પછી ત્રણ માઈલ ગાડા રસ્તે જવું પડે છે. એની પાસે ચકદાસ, કોલ્હુઆ, વાસકુંડ અને બીજાં ગામો છે.

વૈશાલીની ભૂમિ કંઈક ભૂરા રંગની બરડ છે. ગ્રીષ્મ ઋતુ સિવાયના કાળમાં કમળનાં ફૂલો ખીલી નીકળતાં બહુ જ મનોહર લાગે છે. આની આસપાસ નાની નાની નહેરો અને કેટલાંક તળાવો છે અને જ્યાં ત્યાં કેટલાક ટેકરાઓ છે, જે પચીસ ફૂટ ઊંચા છે, તે ઘણુ ખરું માટીને ઇંટોના છે. સંભવિત છે કે તે ટેકરાઓ ચૈત્યો અને સ્તૂપોના હોય.

વૈશાલી પાસેના **વસુકુંડ ગામમાં** હમણાં જ એક **પદ્મપ્રભુની મૂર્તિ** મળી છે. કેટલાક વિદ્વાનોનું માનવું છે કે વસુકુંડ ગામ પ્રાચીન **ક્ષત્રિયકુંડ** મહાવીર પ્રભુની જન્મભૂમિ છે પણ એ વાત કોઈ પણ સંયોગોમાં સત્ય જણાતી નથી, વધારેમાં વધારે ધ્યાન આપવા જેવું તો એ છે કે ગામના નામનું પણ મળતાપણુ નથી તેમ ભાષાની દૃષ્ટિથી પણ મહાવીર અર્ધમાગધનો ઉપયોગ કરતા એ સાફ જણાવે છે કે **ક્ષત્રિયકુંડ મગધ** સરહદનું ગામ હતું.

વૈશાલીમાં હાલ ઘણુંખરું મુસલમાન અને હિંદુઓની વસ્તી છે. તેમાં કેટલાંક એવાં પણ માણસો જોવામાં આવ્યા કે જેઓ જૈનધર્મ સાથે સહાનુભૂતિ ધરાવે છે. અહીં ૨૦૦૧ માં વૈશાલી સંઘની સ્થાપના થઈ છે. પછી જે ઉત્સવો થાય છે તેથી અહીંના વતનીઓની એ તરફ વિશેષ પ્રીતિ ઉત્પન્ન થઈ છે.

આ ક્ષેત્રનું મુખ્ય સ્થાન **વાસર** ગામ છે. અહીં એક આઠ ફુટ ઊંચો માટીનો ટેકરો છે, તેને અહીંના લોકો **રાજા વિશાલનો ગઢ** કહે છે. અહી આખા ટેકરા ઉપર ઇંટોના ટુકડા પડેલા છે અને મહોરો પણ મળે છે.

આ ગામમાં એક ૨૩ ફૂટ ઊંચો સ્તૂપ છે જેના ઉપર શેખ-મમ્મદ કાજીની દરગાહ છે. તેને મીરાંજીની દરગાહ કહે છે.

કોલ્હુઆમાં એક સ્તૂપ છે; જેના ઉપર સિંહની પ્રતિમા છે. તેની જ પાસે બાવીસ ફુટ ઊંચો અને બાર ફુટ ઘેરાવાનો એ સ્તૂપ છે તે ચુનાર પાસેથી મળતા પથ્થરનો બનેલો છે, જેને પોલિશ કરેલું છે. તે જ્યા ત્યાંથી તૂટી ગયો છે. રાજા અશોકની આકૃતિ છે એમ લોકોનુ અનુમાન છે. અહીં લોકોમાં એવી વાત ચાલે છે કે આ સ્તૂપ કાશીમાં તૈયાર થયા પછી ગંગા, ગંડક ને નેવલીનાલાને રસ્તે અહી લાવી તૈયાર કરેલો છે. એ નાળાંના નિશાનો પણ સ્પષ્ટ દેખાય છે.

અહીં હાલ બે ત્રણુ બીજાં મંદિરોમાં અશોકના સમય પછીની કેટલીક **પથ્થર** અને કેટલીક **કાંસાની પરશુરામ, સૂર્ય, શંકર, ગૌરી, કાર્તિકેય, રામ, લક્ષ્મણ, સીતા** વગેરે અન્ય દેવોની મૂર્તિઓ પણ છે. તેમાં એક **ગોમુખી મહાદેવની** છે. આવી મૂર્તિઓ **નેપાળમાં પશુપતિનાથમાં** છે, જેને તાંત્રિક કહેવામા આવે છે.

[ અમૃતપત્રિકા વિશેષાંક ૧૯-૪-૧૯૫૩ શ્રી. આર. આર. દિવાકરના લેખ ઉપરથી ]

# શૃંગાર વૈરાગ્ય તરંગિણી

## [ પરિચય ]

લેખક :—પૂ. પં. શ્રીધુરંધરવિજયજી ગણિ

**આચાર્ય** શ્રીસોમપ્રભાચાર્યનું નામ તેઓશ્રીની 'સૂક્તમુક્તાવલિ–સિન્દૂરપ્રકર' નામની કૃતિથી જૈન જગતમાં સારી રીતે જાણીતું છે. તે કૃતિના બીજા સૂક્તમાં કરેલું કથન તેમની દરેક કૃતિમાં સવળી રીતે સાર્થક થયેલું જોવાય છે.

તેઓ સંતોને પ્રાર્થના કરે છે કે સંતો પ્રસન્નમનવાળા થઈને મારા ગ્રન્થોને ફેલાવો, પાણી કમળને જન્મ આપે છે પણ તેની સુગન્ધ તો પવન ફેલાવે છે. એ પ્રમાણે સંતોને પ્રાર્થના કરીને તેઓ પાછા વાતને ફેરવે છે કે—અથવા આવી પ્રાર્થના કરવાથી શું? જો કૃતિમાં ગુણ–દૈવત હશે તો તે સંતો પોતાની મેળે જ તેનો ફેલાવો કરશે અને કૃતિમાં જ દમ નહિ હોય તો તેઓના ફેલાવાથી પણ શું? દમ વગરની કૃતિના ફેલાવાથી યશને બદલે અપયશનો ફેલાવો થાય છે.

"सन्तः सन्तु मम प्रसन्नमनसो वाचां विचारोद्यताः,
सूतेऽम्भः कमलानि तत्परिमलं वाता वितन्वन्ति यत्।
किं वाऽभ्यर्थनयाऽनया यदि गुणोऽस्त्यासां ततस्ते स्वयं,
कर्तारः प्रथनं न चेदथ यशःप्रत्यर्थिना तेन किम्॥ २॥"

ગુણવાળી સમર્થ કૃતિઓ સર્જીને તેઓશ્રીએ ઉત્તમ કવિઓની પ્રથમ પંક્તિમાં પોતાનું નામ સ્થાપિત કર્યું છે.

તેઓશ્રીની રચેલી પાંચ કૃતિઓ વર્તમાનમાં મળે છે–(૧) શ્રીસુમતિનાથચરિત્ર (પ્રાકૃત)–(૨) જિનધર્મપ્રતિબોધ (કુમારપાલપ્રતિબોધ), (૩) શતાર્થકાવ્ય, (૪) સૂક્તમુક્તાવલિ (સિન્દૂરપ્રકર), (૫) શૃંગારવૈરાગ્યતરંગિણી.

આ પાંચ ગ્રન્થોમાંથી 'શ્રીસુમતિનાથચરિત્ર' સિવાયના બાકીના ચાર ગ્રન્થો મુદ્રિત થઇને પ્રકાશિત થયા છે.

સં. ૧૨૪૧ માં તેઓશ્રીએ 'જિનધર્મપ્રતિબોધ (કુમારપાલપ્રતિબોધ)'ની રચના કરી છે, તેથી તેઓશ્રીનો સત્તાસમય ૧૩મી સદીનો મધ્યકાળ હતો એ સુનિશ્ચિત છે.

પોતાની માતૃભાષા ઉપરાંત સંસ્કૃત અને પ્રાકૃત ઉપર તેઓશ્રીનું અદ્વિતીય પ્રભુત્વ હતું તે તેમના તે તે ગ્રન્થો ઉપરથી સ્પષ્ટ જણાય છે.

कल्याणसारसविता न हरे क्षमोह, कान्तारवारणसमान जयाद्यदेव;
धर्मार्थकामदमहोदय वीरधीर, सोमप्रभावपरमागमसिद्धसूरे॥ १॥

આ એક જ શ્લોકના જુદા જુદા સો અર્થો સમજાવીને તેઓશ્રીએ શતાર્થિક એવું વણમાગ્યું બિરૂદ પ્રાપ્ત કર્યું છે. એ શતાર્થ કાવ્ય વર્તમાનમાં પણ વિદ્યમાન છે.

શબ્દ ખજાનો તેમની પાસે અખૂટ છે તે સાથે કલ્પનાની કુશળતાવાળી સુમધુર રચના શકિત પણ મુગ્ધ કરે એવી છે. આ સર્વનું રમ્ય ને ઉદાત્ત દર્શન તેમની ૪૬ શ્લોક પ્રમાણુની લઘુ છતાં અતિમહત્ત્વનું સ્થાન ધરાવતી 'શૃંગારવૈરાગ્યતરંગિણી'માં થાય છે.

આ ગ્રન્થના ૩૬ શ્લોકોમાં ૩૬ વિષયો અને ૧૧ પ્રકારના છન્દો યોજાયા છે તેનો પરિચય આ પ્રમાણે છે.

(૧) ઉપજાતિ વૃત્તના ૧૨ સૂક્તો છે, તેમાં દશ સૂક્તો ઇન્દ્રવજા અને ઉપેન્દ્રવજાના મિશ્રણવાળા છે ને બે સૂક્તો ઇન્દ્રવશાના મિશ્રણવાળા છે. (૨) વસંતતિલકા વૃત્તના ૧૦ સૂક્તો છે. (૩) ૮ સૂક્તો શાર્દૂલવિક્રીડિત વૃત્તના છે. (૪) ૬ સૂક્તો શિખરિણી વૃત્તના છે. (૫) ૩ સૂક્તો માલિની વૃત્તના છે. (૬) ૨ સૂક્તો મંદાક્રાન્તા વૃત્તના છે. (૭ થી ૧૦) પૃથ્વી, અનુષ્ટૂપ્, રુચિરા, વંશસ્થ અને ઉપેન્દ્રવજા વૃત્તનું એક એક સૂક્ત છે. એ પ્રમાણે સર્વ મળી ૪૬ સૂક્તો છે.

૩૬ વિષયોમાં શબ્દ ચમત્કારની પ્રધાનતા હોવા છતાં ભાવનું ગૌરવ જરી પણ ઘટતું નથી એ વિશેષતા છે.

(૧) શરૂઆતના ચાર શ્લોકોમાં વાળનું વર્ણન છે. તેમાં —

(१) **बाल-यमित-व्याल.** યમિત-ગૂંથેલા, ને **यमू-इत**-યકારને પ્રાપ્ત થયેલા.

(२) **केश-लसित-क्लेश.** લસિત-ચમકતાં અને **ल-सित**-'લ'થી સંકળાયેલ.

(३) **वक्र-कच-नव-क्रकच.**

(४) **कुन्तलभार-अलंकृत-कुन्तलभार.** અલંકૃત-અલંકારયુક્ત, અલં-લકારથી રહિત

(૨) પાંચમા શ્લોકમાં અલિક-લલાટનું વર્ણન છે.

**अलिक-अलीक.** ઈને દીર્ઘ કરવાથી.

(૩) છઠ્ઠા શ્લોકમાં ભ્રૂકુટિનું વર્ણન છે.

**भ्रू-साधुतरा-भ्रू.** સાધુતરા ને સાધુત-રા.

(૪) દષ્ટિપાતનું વર્ણન સાતમા શ્લોકમાં છે.

**दृष्टिपात-कृतपरमदनाश-दृष्टिपात.** કૃતપરમદ-નાશ અને કૃતપરમ-'દ' નાશ.

(૫) આઠથી અગિયાર સુધી ચાર શ્લોકમાં મુખનું વર્ણન છે. તેમાં-

(१) **आनन-कोपपद-कानन.** કોપ-પદ, અને 'ક' ઉપપદ.

(२) **मुख-साकार-आमुख.** સાકાર અને સ-આકાર.

(३) **सर्वदाऽऽस्य-सर्व-दास्य.**

(४) **वदन-साधुरद-वन** સાધુ-રદ અને સાધુ-અદ.

(૬) બારમા શ્લોકમાં અધરનું વર્ણન છે.

**अरघ-अहीन-धर.** અહીન-અને-'અ' હીન.

(૭) તેરમા શ્લોકમાં કુંડલ જોડીનું વર્ણન છે.

**कुण्डलयुग - तरलतरल - कुण्डयुगल.** તરલતરલ – ને તરલતર – લ.

(૮) ચૌદમા શ્લોકમાં તાડંક-કર્ણભૂષણનું વર્ણન છે.
**ताडंकम्, ताडं - कम्.**

(૯) પન્નરમા શ્લોકમાં ગળાનું વર્ણન છે.
**गल - सार - अर्गल.** સાર - ને स - અર.

(૧૦) સોળથી અઢાર સુધી ત્રણ શ્લોકમાં સ્તન સંબંધી વર્ણન છે. તેમાં—
(૧) સ્તન સ્પર્શને અંગે—**स्पर्श - अलं (अरं) स्पश** (જાસુસ).
(૨) **स्तनतट - अपूर्व - नरहित - अस्ततट.** અપૂર્વ - અ - પૂર્વ. નરહિત-ન - રહિત.
(૩) **हस्त** - કુચ પર સ્થાપન કરેલો હાથ એ સુકૃતની આડે હાથ છે.

(૧૧) ઓગણીશથી એકવીસ સુધી ત્રણ શ્લોકમાં હાથનું વર્ણન છે. તેમાં—
(૧) **भुज - गराजित - भुजग** ગરાજિત ને ગ - રાજિત.
(૨) **न बाहौ, नवाहौ** (૩) **दोषावगूढ - दोष - अवगूढ.**

(૧૨) બાવીશમા શ્લોકમાં અંગદનું વર્ણન છે.
**परम् अंगदम्, परमं - गदम्.**

(૧૩) ત્રેવીશમા શ્લોકમાં વલયનું વર્ણન છે.
**वलयभर - अयं - वलभर** અયં - ને અ - યં.

(૧૪) ચોવીશમા શ્લોકમાં કરનું વર્ણન છે.
**कर - कान्त - करक** કાન્ત અને ક - અન્ત.

(૧૫) પચીશમા શ્લોકમાં હારનું વર્ણન છે.
**हार - नीव्याप्त - नीहार. नीवी - आप्त नी - व्याप्त.**

(૧૬) છવ્વીસમા શ્લોકમાં ઉદરનું વર્ણન છે.
**अङ्गनोदर - अङ्ग ! नो - दर.**

(૧૭) સત્તાવીશમા શ્લોકમાં નાભિનું વર્ણન છે.
**नाभी - नाभीमय.** ન - અભીમય.

(૧૮) અઠ્ઠાવીશમાં શ્લોકમાં જઘનનું વર્ણન છે.
**जघन - जडोपयुक्त - घन**
જડોપયુક્ત અને જ-લોપયુક્ત.

(૧૯) ઓગણત્રીશમા શ્લોકમાં નિતંબનું વર્ણન છે.
**नितंब - उल्लासितापनोद - निंब.** ઉલ્લાસિ - તાપ - નોદ ને ઉલ્લાસિ - ત-અપનોદ.

(૨૦) ત્રીશમા શ્લોકમાં નૂપુરનું વર્ણન છે.
**नूपुर - नूनं -पुर नूनं - नू - ऊनम्**

(૨૧) **स्त्री - शमादौ - शास्त्री.** શમ - આદૌ - શમ્ - આદૌ શ્લો. ૩૧

(૨૨) **वधू - अवसिता - धू** અવસિતા ને અ - વસિતા શ્લો. ૩૨

(૨૩) તરુણી – અનલસ – દશ – અનલ – સદશ છે. શ્લો. ૩૩

(૨૪) વિષયભોગ – પુણ્યકર્માયશૂન્ય – વિષભોગ છે. પુણ્યકર્માંનો આય તેથી શૂન્ય અને પુણ્યકર્માં ય – શૂન્ય. શ્લો. ૩૪.

(૨૫) વિષયસુખ હે નર! કાન્ત નથી પણ નરકાન્ત છે અર્થાત્ નરક છે અંત એટલે પરિણામ જેનું એવું છે. શ્લો. ૩૫

(૨૬) વદન કમલના અધર દલનું પાન કરતાં ભોગી ભ્રમરો આખરે બંધનમાં પડે છે. શ્લો. ૩૬

(૨૭) હે ચિત્ત હરિણ? શમારામને છોડી નિતંબ સ્થલ ભૂમિમાં ન વિહર. શ્લો. ૩૭

(૨૮) શાશ્વત સુખના પ્રવાસીને શ્યામ અને કુટિલ કેશની શ્રેણી એ અપશકુન કરનારી ભુજંગશ્રેણી છે. શ્લો. ૩૮

(૨૯) નિતંબસ્થલી એ કામનું ક્રીડાસ્થળ છે પણ શિવ માર્ગમાં પ્રયાણ કરનારને અંધીકરણ છે. શ્લો. ૩૯

(૩૦) કામિની એ યામિની છે. શ્લો. ૪૦

(૩૧) મૃગેક્ષણા એ ભયંકર અટવી છે શ્લો. ૪૧

(૩૨) ભ્રૂચક્ર એ સંસારીને લોહબેડી છે. શ્લો. ૪૨

(૩૩) હાર એ નાભિરૂપી દરમાંથી નીકળેલા કામરૂપી સર્પે મૂકેલી કાંચળી છે. શ્લો. ૪૩

(૩૪) કામ એ કામલ–કમળો છે. શ્લો. ૪૪

(૩૫) મોક્ષમાર્ગના પ્રવાસીને વિષય વિષવૃક્ષની છાયા લેવી પણ હિતકર નથી.

(૩૬) ઉપસંહારના ૪૬ માં શ્લોકમાં ગ્રન્થકાર પોતાના નામને શ્લેષથી સુન્દર રીતે ગૂંથે છે એટલું જ નહિ પણ સાથોસાથ આ ગ્રન્થનું ગૌરવ વધે એવું વર્ણન કરે છેઃ—

सोमप्रभाचार्यमभा च यन्न, पुंसां तमःपङ्कमपाकरोति ।
तदप्यमुष्मिन्नुपदेशलेशे, निशम्यमानेऽनिशमेति नाशम् ॥४६॥

સોમપ્રભા–ચાંદની ચ–અને અર્યમભા–સૂર્યતેજ પુરુષોના જે અજ્ઞાન અંધકારને દૂર નથી કરી શકતા તે અંધકાર પણ આ ઉપદેશલેશ સાંભળવાથી શાંત થઈ જાય છે.

આ ટૂંક પરિચયથી પ્રસ્તુત ગ્રન્થની આછી ખૂબી વાચકના ખ્યાલમાં આવશે બાકી ખરી ખૂબી તો તે ગ્રન્થ મનનપૂર્વક વાંચવાથી આવે.

આ નામનો એક ગ્રન્થ બીજો પણ છે તેના કર્તા શ્રીદિવાકર મુનિ છે. તે બાવન શ્લોક પ્રમાણ છે. તેમાં તે તે અંગપ્રત્યંગનું વર્ણન અહીં છે તે પ્રમાણે શ્લેષથી નથી કર્યું પણ એક શ્લોકમાં શૃંગાર તો બીજા શ્લોકમાં વૈરાગ્ય એ પ્રમાણે છે શૃંગાર–વૈરાગ્યની કેટલીક ઝળક ભર્તૃહરિના શતકોમાં પણ મળે છે. આ પ્રકારના ગ્રન્થોનો પ્રધાન ઉદ્દેશ મોહથી મુંઝાતા જીવોને શુદ્ધ માર્ગદર્શન કરાવવાનો હોય છે.

આ પરિચય વાંચીને એ હિત–ઉદ્દેશ સિદ્ધ થાય એ રીતે યત્નશીલ થવુ એ જ શ્રેયસ્કર છે.

---

# હૈમ કૃતિઓમાં હારિભદ્રીય ઉલ્લેખો અને અવતરણો

લેખક—પ્રો૦ શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

'**કલિકાલસર્વજ્ઞ**' હેમચંદ્રસૂરિની પૂર્વે જે સમર્થ જૈન ગ્રંથકારો થયા છે તેમાં **હરિભદ્રસૂરિનું** સ્થાન જેવું તેવું નથી. આ હરિભદ્રસૂરિએ વિપુલ અને વિવિધ સાહિત્યનું સર્જન કર્યું છે અને કેટલીક બાબતો પરત્વે તો એમણે નવો ચીલો સ્પષ્ટપણે જણાઈ આવે એવો પાડ્યો છે. આને લઈને એમના પછી થયેલા અનેક મુનિવરોએ એમની પુષ્કળ પ્રશંસા કરી છે અને એમની કૃતિઓનો યથેષ્ટ લાભ ઉઠાવ્યો છે. એમાં 'ન્યાયાચાર્ય' યશોવિજયગણિનું નામ તો સુપ્રસિદ્ધ છે. એમને 'લઘુ હરિભદ્ર' કહેવામાં આવે છે.

ગુજરાતને જ્ઞાનની વિવિધ શાળાના અભ્યાસ માટે પગભર બનાવવાની તીવ્ર અભિલાષા સેવનાર અને એને સક્રિય બનાવનાર હેમચન્દ્રસૂરિએ કેવળ જૈનોના જ કામની કૃતિઓ ન રચતાં જાતજાતની સાર્વજનીન કૃતિઓ પણ રચી છે. આને લઈને એમની કૃતિઓમાં હરિભદ્રસૂરિનો નામનિર્દેશ, એમની કૃતિનો ઉલ્લેખ તેમજ એ કૃતિઓમાંથી અવતરણો મળી આવે એવી સહેજે આશા રખાય, પરંતુ સમય અને સાધન અનુસાર આ બાબત અંગે જે તપાસ હું કરી શક્યો છું તે તો આશાને જાણે ઊગતી જ કરમાવી દેતી હોય એમ લાગે છે. આથી કરીને વિશેષજ્ઞો આ સંબંધમાં પોતાનાં મંતવ્યો સપ્રમાણ રજૂ કરે એવા ઈરાદાથી હું આ લેખ લખવા પ્રવૃત્ત થયો છું.

અત્યાર સુધીમાં તો મને એકે હૈમ કૃતિમાં હરિભદ્રસૂરિનું નામ જોવા જાણવા મળ્યું નથી. અલબત્ત, મેં પ્રત્યેક કૃતિના પાનેપાનાં તપાસ્યાં નથી.

**હરિભદ્રસૂરિએ** વ્યાકરણ, કોશ, છંદ અને અલંકારને અંગે કોઈ કૃતિ રચી હોય એમ જણાતું નથી. હેમચન્દ્રસૂરિએ તો આ ચારે વિષયોનું મનનીય નિરૂપણ કર્યું છે. એમણે **કાવ્યાનુશાસનની અલંકાર ચૂડામણિ** અને **વિવેક** સહિત રચના કરી છે.

આ **કાવ્યાનુશાસન** (અ. ૮, સૂ. ૮) માં જાતજાતની કથા સમજાવવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં **અલંકાર ચૂડામણિ**, (પૃ. ૪૬૫) મા એમણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે.—

"समस्तफलान्तेतिवृत्तवर्णना समरादित्यादिवत् सकलकथा"

**વિવેક** (પૃ. ૩૬૫) માં આને અંગે નીચે મુજબ પંક્તિ છે:—

"सकलकथेति चरितमित्यर्थः"

આમ આ બંને સ્થળોમાંથી એકે સ્થળમાં **સમરાદિત્યના ચરિત્રથી** શું સમજવું તેનો હેમચંદ્રસૂરિએ નિર્દેશ કર્યો નથી, પરંતુ વિદ્વાનોનું માનવું છે કે આ ચરિત્ર તે હરિભદ્રસૂરિકૃત **સમરાઈચ્ચચરિય** જ છે, કેમકે એનાથી કોઈ વિશેષ પ્રાચીન ચરિત્ર હેમચન્દ્રસૂરિને

મળ્યું હોય એમ લાગતું નથી. વિશેષમાં **હરિભદ્રસૂરિ**ની પછી અને **હેમચન્દ્રસૂરિ**ની પૂર્વે થયેલા કોઈએ **સમરાદિત્યચરિત્ર** રચ્યું હોય એમ જણાતું નથી આ ઉપરાંત ધનપાલે તેમજ ઉદ્દ્યોતનસૂરિએ જે **સમરાઇચ્ચચરિય**ની પ્રશંસા કરી છે. તે હારિભદ્રીય જ છે. આવી પરિસ્થિતિમાં હું અત્યારે તો એ મત ધરાવું છું કે આ ઉલ્લેખ હારિભદ્રીય કૃતિને જ લક્ષ્યમાં રાખીને હેમચન્દ્રસૂરિએ કર્યો છે.

હેમચન્દ્રસૂરિએ ન્યાયને અંગે **પ્રમાણમીમાંસા** રચી છે અને એને સ્વોપજ્ઞવૃત્તિથી વિભૂષિત કરી છે. આ એમની રચના પૂરેપૂરી હજી સુધી તો મળી આવી નથી એટલે અનેકાંતવાદના મહાનિબંધરૂપ **અનેકાંતજયપતાકા** સ્વોપજ્ઞવૃત્તિપૂર્વક હરિભદ્રસૂરિએ રચી છે તેનો ઉપયોગ હેમચન્દ્રસૂરિએ આગળ જતાં કર્યો છે કે કેમ તે જાણવું બાકી રહે છે.

**પ્રમાણમીમાંસા** ( અં. ૧, આ. ૨, સૂ. ૧૨ )ની સ્વોપજ્ઞવૃત્તિ ( પૃ. ૪૩ )માં "यदाहुः" એવા ઉલ્લેખપૂર્વક નિમ્નલિખિત બે પદ્યો અપાયાં છેઃ—

"गम्भीरगर्जितारम्भनिर्भिन्नगिरिगह्वराः । त्वङ्गत्तडिल्लतासङ्गपिशङ्गोत्तुङ्गविग्रहाः ।
रोलम्बगवलव्यालतमालमलिनत्विषः । वृष्टिं व्यभिचरन्तीह नैवंप्रायाः पयोमुचः ॥"

આ બંને પદ્યો હેમચન્દ્રસૂરિથી પૂર્વકાલીન જયન્ત ભટ્ટની **ન્યાયમંજરી** ( પૃ. ૧૨૯ )માં નજરે પડે છે. બંને પદ્યોને અંગે ભેગો "यदाहुः" જેવો ઉલ્લેખ છે એ જોતાં તો એ બંને પદ્યો એક જ કૃતિનાં હોવાનું અનુમનાય. આવી પરિસ્થિતિમાં હરિભદ્રસૂરિકૃત **ષડ્દર્શન-સમુચ્ચય**નો વીસમો શ્લોક જે રોલમ્બથી શરૂ થાય છે તે અત્ર ઉદ્ધૃત કરાયાનું કેમ મનાય? વળી, કેટલાક આધુનિક વિદ્વાનો તો **ષડ્દર્શનસમુચ્ચય**માંનો આ વીસમો શ્લોક હરિભદ્ર-સૂરિએ **ન્યાયમંજરી**માંથી લીધાનું માને છે તેનું કેમ? આ સંબંધમાં મેં થોડીક ચર્ચા **અનેકાંતજયપતાકા** ( ખંડ ૨ )ના મારા અંગ્રેજી ઉપોદ્ઘાત ( પૃ. ૪૨ )માં કરી છે.

હરિભદ્રસૂરિની પૂર્વે કોઈએ **પ્રમાણમીમાંસા** નામની કૃતિ રચી છે એમ **અનેકાંત-જયપતાકા** ( ખંડ ૨, પૃ. ૬૮ ) ઉપરથી જણાય છે. શું આ હારિભદ્રીય ઉલ્લેખ હેમચન્દ્ર-સૂરિને પોતાની કૃતિનું નામ **પ્રમાણમીમાંસા** રાખવામાં પ્રેરક બન્યુ હશે?

હેમચન્દ્રસૂરિએ **યોગશાસ્ત્ર** રચ્યું છે એટલુ જ નહિ પણ એના ઉપર સ્વોપજ્ઞ વિવરણ પણ રચ્યું છે આ વિવરણમાં અનેક અવતરણો એમણે આપ્યાં છે એથી આના મહત્ત્વમાં વૃદ્ધિ થાય છે. આ વિવરણ સહિત મૂળનુ સંપાદન કરનારે અવતરણોનાં મૂળ સ્થળોનો નિર્દેશ કર્યો નથી એટલું જ નહિ પણ આ અવતરણોની અકારાદિ ક્રમે સૂચી પણ આપી નથી. આ તેમજ અન્ય કેટલીક બાબતો વિચારતા એમ જણાય છે કે આ વિવરણનું સમીક્ષાત્મક પદ્ધતિએ સંસ્કરણ થવું ઘટે. તેમ થાય તો આમાં ક્યાં ક્યાં હરિભદ્રસૂરિની કૃતિઓનો પ્રભાવ પડયો છે તે સહેજે ખ્યાલમાં આવે. અત્યારે તો આ સબંધમાં હુ છૂટા-છવાયા વિચારો જ રજૂ કરું છું:—

**યોગશાસ્ત્ર** ( પ્ર. ૧ )મા શ્લો. ૪૭–૫૬માં પત્ર ૫૦ અ. આમાં ગૃહિધર્મ તરીકે ન્યાયસંપન્ન વૈભવ ઇત્યાદિનો ઉલ્લેખ છે. એ હારિભદ્રીય **ધર્મબિન્દુ**નું સ્મરણ કરાવે છે.

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૧૯૦ ]

# खेडका जैन शिलालेख

लेखक :—श्रीयुत अगरचंदजी और भंवरलालजी नाहटा

**आठवीं** शतीसे राजस्थानमें जैनधर्मका प्रचार उत्तरोत्तर बढा है। अद्यावधि राजस्थानमें प्राप्त जैन मूर्तियोमें संवतोल्लेखवाली पिंडवाड़ास्थित धातुमय विशाल कायोत्सर्ग–प्रतिमाएं सबसे प्राचीन है। 'कुवलयमाला'की प्रशस्तिके अनुसार इसी शताब्दीसे श्रीमालनगर आदिका प्रदेश जैन मन्दिरोसे व्याप्त हो गया था। श्रीमाल, पोरवाड़, ओसवाल जातियां भी इसी समयके आसपास प्रकाशमें आयीं।

राजस्थानमें मारवाड़का प्रदेश जैनधर्मके प्रचारकी दृष्टिसे सविशेष उल्लेख योग्य रहा। इस प्रदेशके गांव गांवमें जैन विद्वानोने पहुंचकर अहिंसाधर्मका सन्देश सर्वत्र प्रसारित किया। लाखों क्षत्रियादि लोगोको मांसभक्षण और बलिप्रथासे विरत कर जैनधर्मानुयायी बनाये। यहांके राजा महाराजाओसे भी जैन विद्वानोका सम्बन्ध बहुत अच्छा रहा है। कर्इ महाराजा तो उन्हें अपना गुरु ही मानते थे। यहांके जैनोंका शासन-संचालनमें भी बहुत बड़ा हाथ रहा है। शताब्दियो तक मंत्रित्वका भार कुशल जैनोके कंधों पर रहा और उन्होनें अपनी अप्रतिम प्रतिभा और व्यवहार-कौशल्यका परिचय देते हुए इस देशकी सर्वांगीण उन्नतिमें हाथ बटाया।

इस प्रदेशके गांव गांवमें जैनोंका निवास होने एवं उनके समृद्धिशाली होनेके कारण जैन मंदिर व मूर्त्तियोंका निर्माण भी उल्लेखनीय रहा है। मुसलमानी शासनकालमें राजपूत लोग अपनी मातृभूमिकी रक्षाके लिये बराबर कटिबद्ध रहे, फलतः अन्य प्रदेशोंकी अपेक्षा इस प्रदेशकी सुरक्षा भी मुसलमानी साम्राज्यके क्रूर, अत्याचारी शासनमें भी ठीक रही; पर मरुप्रदेशमें जलाभाव होनेके कारण अकालादिके उपद्रव रहे है। आपसी लड़ाइयोंमें भी राजपूतोने पर्याप्त हानि उठाई। इस लड़ाइयो और अकालादिके कारण बहुतसे प्रदेश उजड़ गये। छोटे छोटे गांवोंकी अधिवासी जनता निकटवर्त्ती नगरोंमें जा बसी, फलतः बहुतसे स्थानोंके जैन मंदिर व मूर्त्तियां पूर्णतः सुरक्षित नहीं रह सकी। ग्यारहवींसे सतरहवीं शतीके बीचमें इस प्रदेशमें बहुतसे बड़े बड़े जिनालय, जो कला एवं शिल्प-स्थापत्यकी दृष्टिसे अत्यन्त महत्त्वपूर्ण है, निर्मित हुए। सोलहवीं शतीमें मूर्त्तिपूजाके विरोधी लोकामतका प्रचार इधर भी बढा और परिणाम स्वरूप सतरहवीं शतीके बाद पूर्ववत् अटल श्रद्धा और एकमान्यता न रह सकी। अठारहवीं शतीसे तो स्थानकवासी और उन्नीसवीं शतीमें तेरापंथका प्रचार होनेके बाद स्थान स्थान पर जैनसंघ दो भागोंमें विभक्त दृग्गोचर होने लगा। बहुतसे

स्थानोंमें मूर्त्तिपूजकोंके घर नगण्य रह गये, या सभी अमूर्त्तिपूजक बन गये; इससे जैन मंदिर रहते हुए भी उनकी पूजा–प्रतिष्ठा और जीर्णोद्धारादिकी व्यवस्था अड़बड़ा गयी। मेवाड़ और बीकानेरके स्थली प्रान्तमें अनेक स्थानोंमें जैन मंदिर विद्यमान है पर उनके माननेवाले न रहनेसे बड़ी आशातना हो रही है।

मारवाड़ प्रदेशमें तेरहवीं शतीमें एक बड़ा परिवर्तन आया। पूर्ववर्त्ती शासन समाप्त होकर राठौड़ साम्राज्यका उदय हुआ। यद्यपि जैनोके लिए वह अनुकूल ही रहा। राठोड़ोकी प्राचीन राजधानी खेड़में थी जो स्थान पहले गुहिल राजपूतोंके अधिकारमें था। गोहिलोके डांभी मंत्रियोंने उनसे असंतुष्ट हो राठौड़ोको बुलाया और उन्होंने गोहिलोंको हटाकर अपना साम्राज्य स्थापित किया। इस समय यहां जैनोंका भी अच्छा निवास और प्रभाव पाया जाता है। यद्यपि अब वहां कोई जैन मंदिर विद्यमान नहीं है फिर भी कुछ वर्ष पूर्व जलाशय खोदते हुए एक परिकर व एक खंडित जैन प्रतिमा मिली थी। मूर्त्ति मस्तकविहीन होनेसे वापस गाड़ दी पर परिकरको तत्रस्थ श्रीरणछोड़जीके मन्दिरकी सामनेवाली दिवालीमें लगा· दिया गया था। इस पुण्यकार्यमें हमारे पुस्तकाध्यक्ष श्रीयुत बद्रीप्रसादजी साकरियाका विशेष हाथ रहा है। इस परिकर पर जो लेख है उसका फोटो भी हमें श्रीसाकरियाजीसे प्राप्त हुआ है। यह शिलालेख सं. १२३७ का है और ८ पंक्तियोंमें खुदा हुआ है, जिसकी प्रतिलिपि इस प्रकार है—

१ ॐ ॥ श्रीखेटे श्रीभाव[हे]डाचार्यगच्छे श्रीऋषभदेव
२ चैत्ये वैद्यमनोरथ आभू माणिक्र थेहर आंबड़
३ पुत्र वीरचंद्र देसल पुत्र पाल्हण आभू पुत्र २ महंद्र
४ नागदेव नारायण मनोरथ पुत्र ऊदिग माणि–
५ क पुत्र जिणचंद्र नेमिचंद्र थेहरपुत्र पउंदेव जग
६ देव सोभनादिभिः वैद्य जसपाल सिधलश्रेयार्थं
७ श्रीरिषभदेवचैत्ये तोरणं कारापित। प्रतिष्ठितं श्री
८ विजयसिंहसूरिभिः ॥ संवत् १२३७ आषाढ वदि ७

खेड़के जैन इतिहासकी गवेषणा करते हुए कतिपय उल्लेखनीय बातें ज्ञात हुई जिनका निर्देश कर देना भी यहां अनुचित नहीं।

खरतरगच्छकी "युगप्रधानाचार्य-गुर्वावली" के अनुसार यहां सं. १२४३ में श्रीजिन-पतिसूरिजीका चतुर्मास हुआ था। श्रीजिनेश्वरसूरि 'संयमश्रीविवाहवर्णन-रास'के अनुसार सं. १२५८ चैत्र कृष्णा २ को यहांके श्रीशांतिनाथ जिनालयमें श्रीजिनपतिसूरिजीने 'षष्टिशतक'

निर्माता भंडारी नेमिचन्द्रके नन्दन अंबड़कुमारको दीक्षित किया था। आपका दीक्षानाम वीरप्रभ और आचार्यपट्टानन्तर श्रीजिनेश्वरसूरि प्रसिद्ध हुआ। संयमश्रीके विवाहका वर्णन बड़ा सुन्दर होनेसे यहां खेड़से संबंधित कतिपय पंक्तियां उद्धृत कर दी जाती है :—

"कुसलिहिं खेलिहिं जानउत्र पहुतिय खेड मझारि।
उच्छवु हूयउ अइपवरु नाचइ फर फर नारि॥ २०॥
जिणवइसूरिण मुणिपवरो देसण अमियरसेण।
कारिय जीमणवारि तहि जानह हरिसभरेण॥ २१॥
संति जिणेसर वर भुवणि मांडिउ नंदि सुवेहि।
वरिसइ भाविय दानजलि जिम गयगंगणा मेह॥ २२॥
तहि अगयारिय नीपजइ झाणानलि पजलंति।
तउ संवेगहिं निम्मियउ हथलेवउ सुमुहुत्ति॥ २३॥
इणि परि अंबड़ वर कुमरु परणइ संजम नारि।
वाजइ नंदिय तूर घण गूड़िय घर घर वारि॥ २४॥

हमारी "दादा जिनकुशलसूरि" पुस्तकके परिशिष्ट 'क' के विवरणानुसार यहांका छाजहड़ उद्धरण साह सं. १२४५ में खरतरगच्छानुयायी हुआ। उसने यहां पर महाउत्तुंग तोरणप्रासाद बनाया था जिसकी प्रतिष्ठा श्रीजिनपतिसूरिने की थी। विशेष संभव है कि वह उपर्युक्त शान्तिनाथ प्रासाद ही हो। उद्धरण और उसकी पत्नी दोनों बड़े धर्मिष्ठ थे। जिनकी प्रशंसा श्रीजिनपतिसूरिजी द्वारा किये जाने पर अंतिम हिन्दू सम्राट पृथ्वीराज चौहाणके मान्य सेठ रामदेव उद्धरणकी विशेषता जाननेके लिए खेड़नगर पहुंचे और वहां जानेसे सूरिजीके कथनकी विशेष प्रतीति प्राप्त कर आनंदित हुए।

उद्धरणशाहके सुपुत्र, मंत्री कुलधरने श्रीजिनेश्वरसूरिजीके समय बाहड़मेरमें उत्तुंग तोरणमय प्रासाद बनाया। इसी छाजहड़ वंशमें आचार्य श्रीजिनचंद्रसूरि, उनके पट्टधर श्रीजिनकुशलसूरि, श्रीजिनपद्मसूरि और श्रीजिनभद्रसूरि आदि प्रभावक आचार्य हुए। खरतर-गच्छकी वेगड़शाखाके अधिकांश आचार्य इसी शाखाके हुए। आज भी छाजहड़गोत्रीय श्रावक खरतरगच्छके अनुयायी है।

'युगप्रधानाचार्य-गुर्वावली'के अनुसार संवत् १३८३ में आचार्य श्रीजिनकुशलसूरिजी जालोरसे विहार कर समियाणा होते हुए यहां पधारे थे।

खेड़में अभी रणछोड़रायजीके मन्दिरके अतिरिक्त वस्तीका सर्वथा अभाव है। वर्षाकालमें षिकार्य निमित्त कुछ लोग अवश्य ही आ जाते हैं। यह स्थान वालोतरा और महेवानगर

(श्रीनाकोड़ाजी) से ५ मील दूरी पर लूणी नदीके तट पर है। बालोतरासे बाहड़मेर जाती हुई रेलगाडी "खेड़ टेम्पल हाल्ट" स्थान पर ठहरती है। यहांके जैनेतर मन्दिर भी १२वीं शतीके लगभगके है जिनके संबन्धमें हमारी सम्पादित 'राजस्थान भारती'मे हालहीमें एक सचित्र लेख प्रकाशित हुआ है।

यहां प्रति पूर्णिमा छोटा मेला और भाद्रवा सुदि ८ का मेला लगता है।

खेड़की भांति मारवाड प्रदेशमें और भी अनेक प्राचीन स्थान जैन इतिवृत्तसे संबंधित है जिनकी शोध अवश्य होनी चाहिए। जैन मुनिराज प्रायः इस प्रदेशमें विचरते रहते है, उनके लिए यह कार्य सुगम है कि जहां पधारें वहांके प्राचीन इतिहास मन्दिरो व प्रतिमा-लेखों आदिको शोधकर प्रकाशमें लावें। बहुतसे स्थान जहां जैनोकी वस्ती नहीं है, प्राचीन कालमें वहां जैनोंका प्रभुत्व रहा है—आसपासके व्यक्तियोंसे उनकी जानकारी प्राप्त करके वहांके जैन इतिहासको प्रकाशमें लानेके लिये कष्ट उठा कर भी प्रयत्नशील होना चाहिए। जैनेतर मन्दिरो व घरोंमें भी कहीं कहीं जैन स्थापत्यका उपयोग हुआ है, कहीं कहीं गंभारें व थेड़ोमें जैन अवशेष है जिनकी की खोजकी और भी ध्यान देना आवश्यक है।

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૮૬ થી ચાલુ ]

ઉપર્યુક્ત વિવરણ (પત્ર ૫૩ આ)માં ધનની વ્યવસ્થા કેમ કરવી એ બાબતનાં અવતરણો **પંચસુત્તગ**ની હારિભદ્રીય વ્યાખ્યા (પત્ર ૧૧ અ)માં પણ અવતરણરૂપે જોવાય છે.

પ્ર. ૨, શ્લો. ૧૬ના વિવરણ (પત્ર ૬૫ આ)માં જે આઠ પ્રભાવકોના અંગે અવતરણ છે એ **સમ્યક્ત્વ-સપ્તતિ**ના નામે ઓળખાવાતી અને કેટલાકના મતે હારિભદ્રીય કૃતિ ગણાતી અને **સમ્યક્ત્વ-સપ્તતિ** તરીકે નિર્દેશાતી **દંસણસત્તરિ**નું બત્રીસમું પદ્ય છે.

લોકવિરુદ્ધ ત્યાગના સ્પષ્ટીકરણરૂપે પ્ર. ૩ના સ્વોપજ્ઞ વિવરણ (પત્ર ૨૩૩ આ)માં सव्वस्स चेव निंदा થી શરૂ થતાં જે ત્રણ અવતરણો છે તે ત્રણે હારિભદ્રીય **પંચાસગ** (પં. ૨)ની ગાથા ૮-૧૦ રૂપે જોવાય છે. આ ગાથાઓ હરિભદ્રસૂરિની પૂર્વે રચાયેલી કોઈ કૃતિમાં વાંચ્યાનું મને સ્ફુરતું નથી. જો એ અન્યત્ર ન જ હોય તો હેમચન્દ્રસૂરિએ **પંચાસગ**માંથી ઉદ્ધૃત કરેલ છે એમ મનાય.

**લલિતવિસ્તરા** એ આગમોદ્ધારકના કથન મુજબ ચૈત્યવંદન સૂત્રની સૌથી પ્રથમ વૃત્તિરૂપ છે. આ વિષય **યોગશાસ્ત્ર** (પ્ર. ૩)ના વિવરણમાં પણ છે એટલે આ બંનેનો સાંગોપાંગ અભ્યાસ તુલનાત્મક દૃષ્ટિએ કરતાં અનેક બાબતો જાણવા જેવી મળી આવે એમ સહેજે મનાય. આથી જેમણે આ જાતનો અભ્યાસ કર્યો હોય તેઓ હેમચન્દ્રસૂરિ આ સંબંધમાં હરિભદ્રસૂરિના કેટલે અંશે ઋણી છે તે સપ્રમાણ સૂચવવા કૃપા કરે એમ હું ઇચ્છું છું.

હારિભદ્રીય **અષ્ટક પ્રકરણ**નું એક પદ્ય એના ટીકાકાર જિનેશ્વરસૂરિના મતે **મહાભારત**માંનું છે. આ પદ્ય **યોગશાસ્ત્ર**માં જોવાય છે તો શું હેમચન્દ્રસૂરિએ આ પદ્ય **અષ્ટકપ્રકરણ**માંથી ઉદ્ધૃત કર્યું છે કે **મહાભારત**માંથી કે અન્ય કોઈ કૃતિમાંથી એ પરબારું લીધું છે?

# प्रभासपाटणना शिलालेखो

संग्राहक : पू. मुनिराज श्रीचंदनसागरजी

(१) "सं० १३३० वैशाखसुदि····शनौ······पल्लीवालजातीय अंवड ठ० आसवालाभ्यां मा० जा० श्रेयोर्थं श्रीमल्लीनाथबिंब ठ० प्रासप्रांतेन करितं प्रतिष्ठितं श्रीपूर्णभद्रसूरिभिः।"

(२) "सं १५२१ वर्षे वैशाखसुदि १० रवौ ओसवालजातीय य० शा हरवा भार्या दासलदे सुत शा भीम भार्या तरवदे श्रेय·········चन्द्रप्रभस्वामीबिंबं कारितं प्रतिष्ठितं श्रीसींहरत्नसूरिभिः"

પંચધાતુનું વિશાલ બિંબ છે. આવું બીજું પણ વિશાલ બિંબ છે તેના ઉપરનો સંપૂર્ણ લેખ સ્પષ્ટરીતે વંચાતો નથી પરન્તુ स. १५२१ वर्षे वैशाख सुदि १० रवौ એટલું તો સ્પષ્ટ વંચાય છે.

(૩) એક આરસપાષાણની સરસ્વતી દેવીની મૂર્તિ છે, તેના ઉપર वि. सं. १०३० ની સાલ સ્પષ્ટ વંચાય છે બાકીના લખાણ ઉપર ઘસારો વધુ લાગેલો હોવાથી વંચાતો નથી.

(૪) શ્રીમહાવીરસ્વામીજીના દેરાસરજીમાં મૂળનાક શ્રીમહાવીર પ્રભુની મૂર્તિ લગભગ ચાર ફુટ ઊંચી સફેદ આરસપાષાણની છે: તેના ઉપરનો લેખ નીચે પ્રમાણે છે :—

संवत् १६६६ वर्षे पौषमासे कृष्णपक्षे अष्टम्यां तिथौ शनि···वडगोत्रे वर्द्धमानशाखायां उकेशज्ञातीय वृद्धशाखीय देवपत्तनवास्तव्यः सा राघव भार्या रमणीदे सुत सा० जीवा····सो ही सुत सा० श्रीमहावीरबिंबं कारितं प्रतिष्ठापितं च प्रतिष्ठितं च तपागच्छे शिथिलाचारोद्धारक····ति वैरागादिगुणधारक सुविहितं ······श्रीअकबरपृथिवीपतिसंप्राप्तबहुमान जीजिआ शत्रुंजय ······

(આની પછીનું વાંચી શકાતું નથી. આસપાસ બીજી ઘણી મૂર્તિઓ વિદ્યમાન છે તે ઘણી પ્રાચીન હોવાથી શિલાલેખો વિનાની જ છે આથી જેના ઉપર લેખો મળ્યા તેટલા ઉતાર્યા છે.)

(૫) પ્રભુની પ્રતિમાઓની પાટલીઓ અને પરિકરો જે છૂટા પડી ગયેલા તેમ જીર્ણ અવસ્થામાં કોઈક તૂટેલા તો કોઈક આખા છે, તેમાં નીચે પ્રમાણે લેખો છે :—

(६) संवत् १३४३ वर्षे माघ वदि १ शनावद्येह श्रीसोमेश्वरपत्तनदेव श्रीनेमिनाथचैत्ये श्रीआगमिकसंघेन श्रीमुनिसुव्रतस्वामिबिंबं समलीयाविहारचरित्रसहितं आत्मश्रेयोर्थं देवकुलिकासहितं कारपितं प्रतिष्ठितं श्रीचन्द्रगच्छे श्रीपृथ्वीचन्द्रसूरिशिष्यैः श्रीजयचन्द्रसूरिभिः।

(७) संवत् १२८९ वर्षे वैशाख वदि १२ शुक्रे ती० आसदेव तद्भार्या ता··· अणुपमादेविभ्यामात्मश्रेयोर्थं श्रीमहावीरबिंबं कारितं प्रतिष्ठितं। श्रीहरिभद्रसूरिशिष्यैः श्रीविजयसेनसूरिभिः।

(८) संवत् १६९९ वर्षे फाल्गुनसितद्वादशी सोमवासरे श्री। द्वीपबंदिरवास्तव्य वृद्धशाखीय० उकेशज्ञातीय सा० सुजणसी भार्या सतराइ सुत स० शिवराजनाम्ना श्रीकुंकुमरोलपार्श्वबिंबं सपरिकरं कारितं प्रतिष्ठापितं च स्वप्रतिष्ठा·······ष्ठितं च तपागच्छाधिराज भट्टारक श्री १९ श्रीहीरविजयसूरीश्वर·······पट्टप्रभाकर श्री १९ श्रीविजयसेनसूरीश्वरपट्टप्रभाकर भट्टारकप्रभुश्रीविजयदेवसूरिभिः स्वपदप्रतिष्ठिताचार्य श्री ५ श्रीविजयसिंहसूरिभिः····ध्याय श्री ५ लावण्यविजयगणिप्रमुखपरिवारपरिकरितैः ॥ शुभं भवतु।

આવી રીતે એક वि० सं० १३४२ वैशाख वदि ५ના અને બીજો वि० १४५१ના वैशाख सुदि ६ના ઉલ્લેખવાળો એમ બે પરિકરો અસ્પષ્ટ અક્ષરોવાળા છે.

## વિદ્યમાન પ્રભુની આરસપાષાણની મૂર્તિઓ ઉપરના કેટલાક લેખો

(९) श्रीपद्मप्रभप्रभुनी मूर्ति परनो लेख—

संवत् १६६६ वर्षे पौषमासे कृष्णपक्षे पंचम्यां तिथौ गुरुदिने·······वर्द्धमानशाखायां ऊकेशज्ञातीय वृद्धशाखीय देवपत्तनवास्तव्य सा० राघव भार्या·········पु० सा० श्रीवंत भा० अकुपुत्र सा० सिंघदत्त भा० धरमादे पुत्र सा० उदयकरण लघुभ्रातृ सा० अमरदत्तनाम्ना भा० मरघादे पु० सा० धर्मदत्तभ्रातृव्य सा० रुषभदासप्रमुखसमस्तकुटुंबयुतेन श्रेयसे श्रीपद्मप्रभबिंबं का·······पितं····न श्रीतपागच्छे पातसाहि श्रीअकबरसुरत्राणप्रदत्तपुस्तकभांडागारदानषाण्मासिकसर्वजंतुजाताभयदानप्रवर्त्तनजीजिआशत्रुंजयादिकरमोचनस्फुरन्मानप्रदानप्रभृति बहुमान सकलभट्टारकशिरोवतंसायमानभट्टारकश्रीहीरविजयसूरिप·······पूर्वाचल·······ही······· सहस्रकिरणानुकारिभिः श्रीअकबरधराधिपतिसभासंभूतप्रभूतवादिवृंदजयकारसाहिपार्श्वे प्राप्त वृषभ वृष भा० महिष महिषी चतुष्काभयदानस्फुर····························· ·······प्रवर्द्धमानप्रधान यशोराशि·······भट्टारक श्रीविजयसेनसूरिभिः।

(१०) श्रीवासुपूज्यनी प्रतिमा विपेनो लेख—

संवत् १६६६ वर्षे पौषमासे कृष्णपक्षे तिथौ गुरुदन····रेखहव···गोत्रे वर्द्धमानशाखायां ऊकेशज्ञातीय वृद्धशाखीय देवपत्तनवास्तव्य सा० राघव भार्या रमाई पुत्र सा० श्रीवंत भा० अकुपुत्र सा० सिंघदत्त भा०····यकरण अमरदत्त लघुभ्रातृ सा० अमीदासनाम्ना स्वश्रेयसे श्रीवासुपूज्यबिंबं कारितं प्रतिष्ठापितं च प्रतिष्ठितं च श्रीतपागच्छे पातसाहिश्रीअकबरसुरत्राणप्रदत्तपुस्तकभांडागारदानषाण्मासिक सर्वजंतुजाताभयदानप्रवर्त्तनसर्व······श्रीशत्रुंजयादिकरमोचनस्फुरन्मानप्रदानप्रभृतिबहुमानसकलभट्टारकशिरोवतंसायमान भट्टारकश्रीहीरविजयसूरिपट्टपूर्वाचलभटीसहस्रकिरणानुकारिभिः पातसाहिश्रीअकबरधराधिपतिसभासंभूतप्रभूत·· ·······भयदानस्फुरन्मानोदार सर्वत····सकल····हीरभट्टारकश्रीविजयसेनसूरिभिः।

[ અપૂર્ણ ]

# રાજઘાટથી મળી આવેલી શ્રી પાર્શ્વનાથ-મૂર્તિ

લેખક :-શ્રીયુત કૃષ્ણદત્ત વાજપેયી
એમ. એ. પીએચ. ડી પુરાતત્ત્વ અધિકારી, ઉત્તર પ્રદેશ.

---

**કાશીના** પૂર્વ બાજુના ગંગા તટ ઉપર રહેલ રાજઘાટ પ્રાચીન નગરીનાં ધ્વંસાવશેષો છુપાવી રહ્યો છે હમણા અહીથી ઇતિહાસ અને કળાની જે પ્રભૂત સામગ્રી–પથ્થર અને માટીની બહુ સંખ્યક મૂર્તિઓ, સિક્કાઓ, મૃણ્મુદ્રાઓ તથા અભિલેખોના રૂપમાં પ્રાપ્ત થયેલ છે; જેથી એ સ્થાનનું મહત્ત્વ સ્પષ્ટ થઈ ચૂક્યુ છે. અહીંથી પ્રાપ્ત અધિકાંશ સામગ્રી કાશીના ભારત કલાભવનમાં સગ્રહીત છે. માટીનાં કેટલાક રમકડાં તો પોતાની રીતમાં અદ્વિતીય છે.

હાલમા જ અહીં અગિયાર મહત્ત્વપૂર્ણ જૈન મૂર્તિઓનો એક સગ્રહ પણ મળી આવ્યો છે, જેને રાજકીય સંગ્રહાલય-લખનૌને માટે મેળવી લેવામા આવ્યો છે. આ પ્રતિમાઓ દ્વારા ઉત્તર ગુપ્ત તેમજ મધ્યકાલીન જૈન મૂર્તિવિજ્ઞાન ઉપર ઉલ્લેખનીય પ્રકાશ પડચો છે. આનું સમ્યક્ અધ્યયન કર્યા પછી એક વિસ્તૃત વિવેચન યથાસમય પ્રસ્તુત કરવામાં આવશે. અહીં તેમાંની કેવળ એક મૂર્તિનો ઉલ્લેખ કરવામાં આવે છે. કાર્યોત્સર્ગ મુદ્રામાં ઊભા રહેલા પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે, તેના પ્રશાંત ભાવને કળાકારે અત્યંત સુંદર રીતે વ્યક્ત કર્યો છે. તેના અર્ધોન્મીલિત નેત્રો, કુંચિતકેશ, સપ્તફણાચ્છાદિત મંડળ તેમજ તેના ઉપરનું છત્ર વિશેષરૂપે દર્શનીય છે તીર્થંકરની ડાબી અને જમણી બાજુએ તેમના યક્ષ–યક્ષિણીને આકર્ષક રીતે રજૂ કરવામાં આવ્યાં છે. એ બનેની એકાવલી, કળાપૂર્ણ કેશપાશ તેમજ પરિધાન દ્રષ્ટવ્ય છે. ડાબી બાજુએ યક્ષિણીની નીચે પૂજાભાવમાં નતમસ્તક બેઠેલી એક સ્ત્રી બતાવેલી છે. મૂર્તિના મધ્યભાગમાં ભગવાન પાર્શ્વનાથની બને બાજુએ એકેક તીર્થંકરની મૂર્તિ ધ્યાન મુદ્રામાં કમલાસન પર બેઠેલી છે. ઉપર બંનેના ઉપર પુષ્પમાલ સાથે ગગનચારી દેવોને અકિત કરવામાં આવ્યા છે.

મૂર્તિની ચોકી ઉપર મધ્યમા ચક્ર તથા તેની આજુબાજુએ સિંહ ઉત્કીર્ણિત છે.

કળાની દૃષ્ટિએ આ મૂર્તિનો નિર્માણકાળ લગભગ ૬૦૦ ઈસ્વીસન્ છે. અંગોનો વિન્યાસ, અલકરણ તથા ભાવપ્રદર્શન—બધુ પ્રસ્તુત મૂર્તિમાં સુદર રીતે રજૂ કરવામા આવ્યું છે. ઉત્તરભારતની મથુરાકળામાં જૈનધર્મનું જે બહુમુખી મૂર્તરૂપ શુંગ તેમજ કુષાણકાળમાં મળે છે, તેનો વિકાસ બરાબર જારી રહ્યો છે. ગુપ્તકાળમા તે અધિક પરિષ્કૃત તેમજ ભાવોન્મુખ બનીને મધ્યકાળમા અલંકૃત તેમજ વ્યાપક બન્યો. કલાકારો, ધર્મગુરુઓ, તથા જન સાધારણે યુગ-યુગોમા પોતાની ધાર્મિક સાધનાની જે અભિવ્યક્તિ કરી તે આ કલાવશેષોમાં અમર છે.

'અહિંસાવાણી'માથી ] [ અનુવાદિત

